# ઇલા

•

અનુવાદક :

ભગવાનદાસ સાહિત્યવિલાસી

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"
જીવનલાલ એન્ડ સન્સ
અમદાવાદ અને મુંબઇ-૨.

પ્રકાશક :
જીવનલાલ એન્ડ સન્સ
તરફથી ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશાહ રોડ; અમદાવાદ

મુંબઈના એજન્ટસ :
જીવનલાલ એન્ડ સન્સ
૧૨૯, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ—૨

*

આવૃત્તિ પહેલી :
ઈ. સ. ૧૯૪૦



*

કિંમત :
રૂ. ૧–૮–૦

મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાનકોર નાકા, અમદાવાદ.

# આભાર

ઈલા મૂળ છે તો બંગાલી પુસ્તકનો અનુવાદ પરંતુ ભાઈશ્રી ભગવાનદાસ સાહિત્ય વિલાસીએ અનુવાદમાં પણ મૌલિકતાં લાવવા ઠીકઠીક પ્રયાસ કર્યો છે. પુસ્તક જલ્દી તૈયાર કરવાનું હતું તેના અંગે પ્રુફમાં કેટલીક ક્ષતિઓ રહી જવા પામી છે તે માટે ગ્રાહક બંધુઓ દરગુજર કરશે તેવી આશા છે.

આ પુસ્તકને રસિક બનાવવા અને ભાષામાં માધુર્ય લાવવા શ્રીયુત્ શંકરદત્ત શાસ્ત્રીએ યોગ્ય દિશા સૂચન કર્યું છે તે માટે તેમનો ઉપકાર હું કેમ ભૂલી શકું ?

**રાધારાણી:** સ્વર્ગસ્થ બંકીમચંદ્ર ચટોપાધ્યાયની નવલકથાનો અનુવાદ છે. આ નવલકથા મારા વાંચવામાં આવતાં

અને તેનું ચિત્ર ગૂજરાતી સંસાર જેવું લાગતાં તેનો અનુવાદ કરવાની મારી ઇચ્છા થઇ. મારા મિત્ર ભાઇશ્રી કેશવલાલ ચતુરભાઈ પટેલે અને મેં મળીને અનુવાદ તૈયાર કરી મારા એ વિચારને મેં મૂર્ત સ્વરૂપ આપ્યું છે.

આ અનુવાદમાં જે કાંઇ ખામી જણાય તે સુધારવાનું મેં ભાઇશ્રી માધવલાલ ઠક્કરને સોંપેલું. તેમણે અનુવાદ અને મુળ પુસ્તકને સાથે રાખી કાળજી પૂર્વક સુધારો કરી આપી મને માયાળું સહકાર આપ્યો છે તે માટે હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

મારા પિતાશ્રીના અચાનક અવસાનથી મારી ઉપર આવી પડેલી જવાબદારીના અંગે અન્ય વ્યવસાયમાં રોકાણ થવાથી ' ગ્રંથમાળા ' નું આ ત્રીજું પુસ્તક ધાર્યા કરતાં ઘણું મોડું થયું છે. મારો મમતાળુ વાચક સમુદાય મારી આ સકારણ ઢીલને નભાવી લેશે તેવી હું આશા રાખું છું.

આ વરસનું છેલ્લું પુસ્તક શ્રી જેઠાલાલ ત્રિવેદીકૃત **“ અવંતીપતિ ”** એક ઐતિહાસીક મૌલિક નવલકથા છે. એ પુસ્તક પણ છપાઈ રહ્યું છે. અને બહુ જ ટૂંક વખતમાં વાચક વર્ગના કરકમળમાં મૂકવાની મારી ઉમેદ છે.

માણેકઠારી પૂર્ણિમા,
**અમદાવાદ.**

**ચંદ્રકાન્ત જી. મહેતા**

[ ૧ ]

તે સમયે સત્યેશ એમ. એ. નો અભ્યાસ કરતો હતો. તે એક મોટા સેવા મંડળનો સભ્ય અને સ્વયંસેવક હતો. એ સેવામંડળ માટે ફાળો ઉઘરાવવા તે બાલીગંજના સુપ્રસિદ્ધ બૅરિસ્ટર ચેટરજીસાહેબના બંગલા પર ગયો હતો.

દરવાનને પોતાનું કાર્ડ આપી, બંગલામાં ગાડી ઊભી રાખવાના સ્થાન પર તે ટહેલવા લાગ્યો. દરવાને તેને ક્યાંક બેસવા માટે કહેવું યોગ્ય માન્યું નહિ. તેને લાગ્યું, આ તો કોઈ સાધારણ માણસ છે. એ વખતે મકાનની આયા સત્યેશ ટહેલતો હતો તે વરંડામાં એક ફૂલ જેવી સુંદર બાલિકાને બાબાગાડીમાં બેસાડી ફેરવી રહી હતી. ત્યારે લગભગ નવ વાગ્યા હશે.

એકાએક બંગલાની અંદરથી એક છોકરી બહાર આવી. હજી તે શું છોકરી જ હતી? સત્યેશે તેને જોઈ. જાણે લહેરાતી વેલ ઉપર ખિલખિલતું એક પુષ્પ! પણ લોકોની નજરે

તો તે માત્ર એક છોકરી જ હતી. એક બાલિકા હતી. ઉંમર ૧૪-૧૫ વર્ષની. રંગ ખૂબ ઊજળો. ચમકચમક થતું મોં. બેઉ આંખો મોટી, શાંત, નમ્ર અને ઉજ્જવળ. તેણે લાલ કિનારીની સાદી એવી સાડી પહેરી હતી. સાદું બ્લાઉઝ હતું. પગમાં જાપાની ચંપલ પહેર્યાં હતાં. તેની પીઠ ઉપર ઘેરી કાળી કેશરાશિ ઝૂલી રહી હતી. તેના ડાબા હાથમાં એક પુસ્તક હતું. પુસ્તકનાં જે પાનાંને તે વાંચતી હતી, તે પાનાં વચ્ચે એણે ચંપાકળી સમાન પુષ્ટ ને સ્વચ્છ આંગળી રાખી પુસ્તક બંધ કર્યું હતું. તેના જમણા હાથમાં પેનસિલ હતી. પેનસિલની એક અણિ એણે એની હડપચી ઉપર લહેરથી ધરી રાખી હતી. આવી સ્થિતિમાં તે છોકરી બહાર આવીને, ગાડીના વરંડામાં એક સીડી પર ઊભી રહી. તેની આંખો બાબાગાડીમાં બેઠેલી બાલિકા તરફ હતી; પરંતુ સ્પષ્ટ જણાઈ આવતું હતું કે તે બાલિકાને તે જોઈ શકતી નહોતી.

અમે આ ચિત્ર કેવળ નિરપેક્ષ ભાવે આંક્યું છે. કેમકે, આ ચિત્ર અનેક ઉજ્જ્વળ રંગોથી રંગાઈને, ક્યાંય સુધી બીચારા રમેશના હૃદયમાં ભયાનક ઊથલપાથલ મચાવી રહ્યું હતું. છોકરી અહીં એકાએક આવીને ઊભી રહી, તે સંબંધમાં તપાસ કરતાં તેને લાગ્યું કે સ્કૂલના પાઠ તૈયાર કરતાં કરતાં એને એની નાની બહેન સાથે થોડી ગમ્મત કરી લેવાનું મન થયું હતું. તેથી તે એકદમ બહાર આવી ગઈ હતી, પરંતુ એક અપરિચિત યુવકને પોતાની સામે જોતાં જ તે સ્તબ્ધ થઈ ગઈ. અજાણ્યા સામે જઈને બહેન સાથે ખેલવું તેને માટે અસંભવિત હતું. વળી એ યુવકને

જોઈ પીઠ ફેરવી જવી એ પણ અયોગ્ય હતું. આ સ્થિતિમાં તે જે પ્રકારે ઊભી રહી ગઈ, તેનું વર્ણન કાલિદાસે લખ્યું છે: **न ययौ, न तस्थौ** * ।

છોકરી તે જ સ્થિતિમાં, તેવા જ ભાવે, ઊભી રહી. જાણે સત્યેશને પોતે જોતી જ નથી, તેવો ભાવ દેખાડવાનો તેણે પ્રયત્ન કર્યો. પરંતુ સત્યેશને તેણે જોઈ લીધો હતો, એ તો સ્પષ્ટ હતું. આથી તે અન્યમનસ્ક થઈ હતી. પોતાની બહેનને હજી સુધી તે જોવા પામી નહોતી. આ રીતે કિંકર્તવ્યવિમૂઢ થઈ તે થોડી વાર સુધી ઊભી રહી. એટલામાં નોકરે આવી વર્દી આપી કે જમવાનું થયું છે. 'મિસ' સાહેબનો જીવ ઊગર્યો, અને ઝડપથી તે બંગલામાં ચાલી ગઈ. સત્યેશ પણ બચી ગયો. કારણ, એક પળ જ તેણે છોકરીને જોઈ હતી, અને બીજી જ પળે સભ્યતા ખાતર તેણે આંખ બીજી બાજુએ ફેરવી લીધી હતી. પરંતુ આંખો ફેરવ્યે શું વળે? તેની આંખોમાં તો ચારે તરફ તેને તે જ મૂર્તિ દેખાતી હતી. સમસ્ત પ્રાણથી તે તેની સમીપતાનો જ અનુભવ કરી રહ્યો હતો. વચ્ચે એકાદ અડધી ક્ષણ આંખ મલકાવીને ચોરીછૂપીથી એણે એને જોઈ લીધી જ ન હોય, એવું તો પ્રતિજ્ઞાપૂર્વક ન કહી શકાય.

સત્યેશને જેટલો સમય વરંડામાં ઊભા રહીને પસાર કરવો પડ્યો, તેટલો સમય બીજા કોઈ પ્રસંગે ઊભું રહેવું પડ્યું હોત, તો તેને કંઈ કંઈ વિચાર આવત. કારણ કે, જ્યારે દરવાન કાર્ડ લઈને અંદર ગયો, ત્યારે ચેટરજી-

* ન ગઈ, ન ઊભી રહી.

સાહેબ સ્નાનગૃહમાં હતા. તે બહાર ન નીકળ્યા ત્યાં સુધી સત્યેશને વરંડામાં ઊભા રહેવું પડયું હતું. પરંતુ આ લાંબો વિલંબ પણ સત્યેશને ચપટી જેવો લાગ્યો. પેલી છોકરીના દર્શનથી તેના મનમાં જે વિચારો ઊભરાયા હતા, તેથી સમયનો હિસાબ જ ઊલટપાલટ થઈ ગયો હતો. જ્યાં સુધી તે છોકરી સામે હતી, ત્યાં સુધી એ સમય તેને એક ક્ષણસમ લાગ્યો; પણ જ્યારે તે ચાલી ગઈ, ત્યારે તેની માનસ-પ્રતિમાએ તેનું સ્થાન લીધું અને સમયની માત્રાઓને દાણા-દાણ કરી નાખી.

દરવાને આવીને હાક મારી, ત્યારે તે એક પ્રકારનું સ્વપ્ન નિહાળી રહ્યો હતો. દરવાને જ્યારે તેને અંદર લઇ જઇને બેસાડયો, ત્યારે પણ તે સ્વપ્ન જ જોઈ રહ્યો હતો. થોડી વાર તે અંદર બેસી રહ્યો. ભોજન સમાપ્ત થયું એટલે ચેટરજીસાહેબ આવ્યા. પરંતુ તેમની પ્રતીક્ષા કરતાં કરતાં લાંબો વિલંબ થયો તેનો સત્યેશને ભાસ પણ થયો નહિ. જો તેને એવું માલૂમ જ થાત, તો તે કદી પણ રોકાત નહિ. કારણ, કોઈના તરફથી, કોઈ પણ પ્રકારની ઉદ્ધતાઈ, અવજ્ઞા, કે અપમાન થાય તો તે સાંખી લેવાનું તે હજી સુધી શીખ્યો નહોતો.

ચેટરજીસાહેબે હસતાં હસતાં આવી સત્યેશ સાથે હાથ મેળવ્યો. સત્યેશ ગભરાટ અનુભવતો ઊભો રહ્યો. ચેટરજીએ તેને પોતાની પાસે બેસાડીને કહ્યું: “ મેં સાંભળ્યું છે કે તમે આ સમિતિના એક ઉત્સાહી સભાસદ છો. હું એ સંબંધમાં તમારી સાથે કંઈ વાર્તાલાપ કરવા ઇચ્છું છું.

તેથી જ મેં તમને જરા બેસાડી રાખ્યા છે. આશા છે, તકલીફ માફ કરશો."

સત્યેશ અત્યંત અકળાયેલા જેવો બની બોલ્યો: "શી વાત છે?"

ચેટરજીસાહેબ જરા વિશેષ પ્રફુલ્લ મોંએ સત્યેશના સુંદર ચહેરા તરફ જોઈ બોલ્યા: "તમે હજી અભ્યાસ કરો છો?"

"જી, હા."

"શું ભણો છો?"

"એમ. એ."

"કયો વિષય લીધો છે?"

"પદાર્થવિજ્ઞાન."

"ઠીક, ઠીક! હું તો ધારતો હતો કે તમે કહેશો—હું અંગ્રેજી ભણું છું—અનેક છોકરાઓ અંગ્રેજી જ ભણે છે. વખતનો આથી બીજો વિશેષ વ્યય હોય જ નહિ. ઠીક, બી. એ.માં તમે ઓનર્સમાં આજ વિષય લીધો હતો ને?"

"જી, હા"—કહેતાં સત્યેશના મોં ઉપર સહજ લાલાશ તરી આવી, અને તે ઉતાવળે બોલ્યો: "વિજ્ઞાનમાં હું પહેલા વર્ગમાં પહેલો આવ્યો હતો."

અહીં એ કહી દેવું જરૂરી છે, કે આ વાત થતી હતી ત્યારે યુનિવર્સિટીમાં નવા નિયમો મુજબ પરીક્ષા શરૂ થઈ નહોતી.

"સારું, સારું. સાંભળી ખૂબ ખુશ થયો છું.તમારું ઘર ક્યાં?"

"વિક્રમપુર."

"તમારા પિતાશ્રી શું કરે છે?"

"હાલમાં તે વધારાના સેશન્સ જજ છે?"

"ઓહ! એમનું નામ શું?" ચેટરજીમહાશયનું મુખ ઉત્ફુલ્લ બન્યું.

"શ્રીયુત કાલીભૂષણ મુખોપાધ્યાય."

"ઓત્તારી! ભલા કહેતા પણ નથી કે તમે મિસ્ટર મુખરજીના પુત્ર છો? તેઓ જ્યારે સદર અદાલતમાં હતા, ત્યારે ત્રણચાર વાર હું એમની પાસે મુકદ્દમાની બાબતમાં ગયેલો. ત્યારે, હાલ તો તે પૂર્ણિયામાં છે ને?"

"જી નહિ; હાલ તેમની બદલી ફરીદપુર થઇ છે."

"ઠીક ચાલો, તમને મળતાં મને ખૂબ ખુશાલી થઈ. આશા છે, હવે તમારી સાથે વખતોવખત મળવાનું થશે. આગળ ઉપર તમે શું વિચાર્યું છે?"

"મારો ઇજનેર થવાનો છે. પરંતુ પિતાજીનો આગ્રહ છે કે મારે વકીલ થવું. હું બીજું કંઈ પણ થઇ શકું, પણ વકીલ તો ન જ થઈ શકું."

"ઇજનેરીનો અભ્યાસ કરવા વિલાયત જવાની ઇચ્છા છે?"

"ઇચ્છા તો છે, પરંતુ......"

"લાગે છે કે પિતાજી સંમત નથી. તે કાંઈ અંધ-શ્રદ્ધાળુ નથી. તો પછી એમની સંમતિ કેમ નથી?"

"તે કહે છે, અમાપ ધન ખર્ચી વિલાયત જઇ આવવું, અને આખરે તો એક વાંદર બેરિ......" સત્યેશ જીભ કચડીને અટકી ગયો.

ચેટરજીનું આખુંય મુખ લાલ બની ગયું. પરંતુ બીજી જ પળે તે હસી પડયા ને બોલ્યા: "તમારા પિતાજીનું કહેવું ખરું છે. વિલાયત જઇને અનેક માણસો કેવળ વાંદર થઇને જ પાછા ફરે છે એમાં શક નથી. જે લોકો કંઇ કરી શકતા નથી, તેઓ બૅરિસ્ટર થઇને આવે છે. પરંતુ બધા જ કંઇ વાનર બની જતા નથી. તમારા જેવા યુવાન માટે વાનર બનવાની સંભાવના ન હોઇ શકે. તમે મારી આ વાત તમારા પિતાજીને લખી જણાવો."

આટલું કહી ચેટરજીસાહેબ ઘડિયાળમાં જોઈ બોલ્યા: "હવે મારે ઑફિસે જવાનો સમય થઇ ગયો છે, તો તમારી હું રજા લઉં છું. ફરી કોઈક દિવસ આવશો. તમારી સમિતિ વિષે વાતચીત કરીશું. આવતા શનિવારે ઠીક રહેશે. સવારે અહીં જ ચા પીજો!"

"જી, સારું," આટલું કહી સત્યેશે પ્રણામ કર્યાં અને જવા માટે ઊઠયો. ચેટરજીએ મેજના ખાનામાંથી ચેકબૂક કાઢી અને એક ચેક લખીને સત્યેશને આપ્યો.

જ્યાં સુધી બંગલાનું કમ્પાઉન્ડ છોડીને સત્યેશ બહાર ન નીકળ્યો, ત્યાં સુધી ચેટરજીસાહેબે તેના તરફ ધ્યાનપૂર્વક જોયાં કર્યું. ત્યારબાદ ટેબલ પાસે બેસીને એક ચિઠ્ઠી લખી, અને તરત જ તે ટપાલમાં મોકલી આપી. ચિઠ્ઠી ફરીદપુરના એક વકીલ મિત્રને લખી હતી.

ચેટરજીસાહેબનું વય પચાસની ઉપર હતું. તે કલકત્તાની એક ગણ્યમાન્ય વ્યક્તિ મનાતા હતા. કલકત્તાનું કે દેશનું કોઈ મોટું કામ તેમની મદદ વિના થતું નહિ. તે

નિઃસંશય એક દેશહિતૈષી વ્યક્તિ હતા. છતાં, નખશિખ પૂરા સાહેબ હતા, એમાં જરાય શક નહોતો. જ્યારે તે વિલાયત હતા, ત્યારે પૂરા સાહેબ બની જવું એ તેમની સાધનાનો વિષય હતો. આહારવિહાર, ફરવુંહરવું, વાતચીત એ દરેક બાબતમાં સાહેબ કહેવડાવવું એ અનેકને માટે જીવનનું પ્રધાન લક્ષ્ય હોય છે. તે જ આદર્શને અનુસરીને, ચેટરજીસાહેબ વિલાયતથી પાછા ફર્યા પછી પૂરા સાહેબબહાદુર બની ગયા હતા. પોતાના ધંધામાં અસાધારણ પ્રતિષ્ઠા મેળવીને તેમણે અતુલ ધન પણ મેળવ્યું હતું, એટલે તેમના સાહેબશાહી ઠાઠમાઠમાં કોઈ પ્રકારની કમીના નહોતી.

પરંતુ તે પછી તેમના મનમાં બીજો જ ભાવ આવી ગયો હતો. વિલાયત જઇ આવેલા બંગાળી સમાજના કેટલાક યુવકોના આચારવ્યવહાર જોઈને તેમની આંખોમાં ભારે કળાતર થઇ રહી હતી. એ વાત પોતે મોં ખોલીને જાહેરમાં પણ કરતા હતા. સમાજના દોષ અને ત્રુટિઓ વિષે તેમના જેવા બીજા કોઇ તીવ્ર ટીકાકાર નહોતા. જ્યારે આ વિષય ઉપર વાર્તાલાપ થતો, ત્યારે તે વિલાયતથી પાછા ફરેલા સમાજ પર કઠોર કટાક્ષ કરતા, અને આપણા દેશના નિરાડમ્બર માણસોની પ્રશંસા કરતા. તેમની ભાષામાં ઓજસ હતું, ને બળ હતું. પણ, દરેક વખતે તે પ્રમાણશુદ્ધ રીતે જ આલોચના કરતા એમ ન કહી શકાય. આમ છતાં, તે જે કંઇ કહેતા તે અંતરના અનુભવથી કહેતા.

ચેટરજી ફાવે તેટલી ટીકાઓ કરતા, પણ તેમના બંગલામાં સાહેબશાહી ઠાઠમાઠ પૂરી રીતે ચાલી રહ્યો હતો. જે તમામ વાતોની તે તીવ્ર ટીકાઓ કર્યાં કરતા તે

એ બંગલામાં પેસી ચૂકી હતી. જીવનની દીર્ઘકાળથી પડેલી ટેવ આ વૃદ્ધાવસ્થામાં છોડવાનું સહેલું હોતું નથી. પચાસ વરસ ઓળંગીને ઘરમાં રહી ઘરના સ્વામી રહેવું, એ કાંઈ બધાના ભાગ્યમાં હોતું નથી. યુવકોને વિશ્વાસ હોય છે કે વસુંધરા યુવાભોગ્ય છે. જેમનું યૌવન ઓસરી ગયું હોય છે તેમને ઉપરઉપરથી ભલે માન મળતું હોય, પણ અંદરથી તો કોઈ પણ જુવાન તેમને બધી વાતોમાં માની ચાલવાનું પસંદ કરતો નથી. જો ઘરના સ્વામીમાં ખૂબ શક્તિ હોય, તો તે યુવક-યુવતીઓને ધાકધમકીથી કાબૂમાં રાખી શકે, નહિ તો યુવકયુવતીઓ જ સર્વ કંઈ બની બેસતા હોય છે. ચેટરજી-સાહેબની વાતો ભલે ગમે તેટલી તીવ્ર હોય, તોપણ તેમનું મનોબળ અધિક નહોતું; વળી સ્નેહની માત્રા તેમનામાં પ્રબળ હતી. આથી તેમના ઘરનું સ્વામિત્વ તેમનાં યુવાન છોકરાંઓના હાથમાં હતું. ચેટરજીસાહેબ ઘણું કરીને તેમને 'ગોરા' ને 'એંગ્લોઇંડિયન' કહીને તેમની મજાક કર્યા કરતા.

ચેટરજીસાહેબને જો કોઈ પણ વાત સૌથી વિશેષ નાપસંદ હોય, તો તે 'સંવનન' હતું. તેમણે એક દિવસ કહ્યું હતું: "છોકરીઓને હું પાંજરામાં પૂરી રાખવા ઇચ્છતો નથી. વિવાહને નામે અબોધ બાલિકાઓનું બલિદાન દેવા પણ હું ચાહતો નથી. આમ છતાં મારી પુત્રી મારી પાસે આવી કહે કે પિતાજી, હું 'પ્રેમ'માં પડી છું, તો તે મારાથી તો સહ્યું જાય નહિ."

પરંતુ વિધાતાનું વિધાન જ કાંઇ એવું હતું, કે તેમની મોટી પુત્રી લીલા ખરેખર જ 'પ્રેમ'માં પડી ગઇ હતી, અને પોતાના પિતાની અનિચ્છા છતાં તે બૅરિસ્ટર મિ.

ઘોષને જ પરણવાનો નિશ્ચય કરી ચૂકી હતી. ચેટરજીએ હજી સુધી હિન્દુસમાજને એકદમ તજી દેવાનો વિચાર કદી કર્યો નહોતો. તેથી આ અબ્રાહ્મણ યુવકને જમાઈ બનાવવો, એમાં એમને ઘોર આપત્તિ હતી. વળી ઘોષ જેવા યુવાનને તે પસંદ પણ કરતા નહોતા. આથી અંતે ઘોષ સાથે અમુક વાતો નિશ્ચિત કરીને લીલાને અલ્લાહાબાદ જઈ વિવાહ કરવા પડચા.

આ ઘટનાથી ચેટરજીસાહેબનું તો જાણે માથું જ વઢાઈ ગયું. છતાં તે પોતાની પુત્રીને એકવાર પણ ત્યાગી ન શકચા. કારણ કે તે જાણતા હતા કે ઘોષની સ્થિતિ કંઈ સારી નહોતી. જેમતેમ મનને મનાવી, અપમાનને વિસારે પાડી, તે અલ્લાહાબાદ જઈ પુત્રી તથા જમાઈને લઈ આવ્યા, અને તેમને એક ભાડાના મકાનમાં રાખ્યાં.

પુત્રીની જેમ પુત્રો પણ ચેટરજીસાહેબને દુઃખ દેવામાં બાકી રાખતા નહોતા. જેનું નામ તેમણે મોટા આદર સાથે ‘ સુબોધ ’ રાખ્યું હતું, તે સામાન્ય રીતે મધ્યરાત્રિએ એવી અવસ્થામાં ઘેર પાછો ફરતો જોવામાં આવતો, કે જેને ગરીબ અથવા દેશી સમાજમાં શરાબી કહેવામાં આવે છે. વિલાયત જઈને તે બધી પરીક્ષાઓમાં નાપાસ નીવડચો હતો, અને અંતે બેરિસ્ટર થઈને પાછો ફર્યો હતો. તે જ્યારે નાનો હતો, ત્યારે બુદ્ધિમાન, બલવાન અને દૃઢચિત્ત હતો. પરંતુ સાહેબશાહી સમાજના બધા જ દોષો તેનામાં ફાલ્યાફૂલ્યા હતા, એ ચેટરજીસાહેબ સારી રીતે જોઈ રહ્યા હતા. વળી, સ્નેહપરાયણ ચેટરજી એને માર મારી પાછો વાળી શકચા નહોતા. એમની સ્વભાવસિદ્ધ ન્યાય-

પરાયણતા એ બધા દોષો બદલ પોતાને જ દોષિત ઠરાવતી. તે મનમાં વિચારતા, 'મેં મારા હાથે જે બીજ વાવ્યું છે, તેનું ફળ ભોગવવું જ રહ્યું.' આથી તે છોકરાછોકરીઓ સાથે કઠોર થઇ શકતા નહિ.

ઇલા તેમની ત્રીજી પુત્રી. બીજી છોકરી તો બાળપણમાં જ તેમને છોડી ચાલી ગઈ હતી. ઇલાનો સ્વભાવ અન્ય ભાઇબહેન જેવો ન હોવાથી ચેટરજીસાહેબ તેના પર બહુ પ્રસન્ન થતા. તે શાંત હતી, તેનામાં ચંચળતા કરતાં ધીરતા વિશેષ પ્રમાણમાં જોવામાં આવતી. વેષભૂષા અને તુચ્છ આમોદપ્રમોદના ફેરમાં તે ઝાઝી પડી નહોતી. તેનો વિશેષ ઝુકાવ લખવા વાંચવા તરફ હતો. આમ બધી રીતે તે ચેટરજીસાહેબની મનોનુકૂળ પુત્રી હતી.

ચેટરજીના મનમાં એવી ઇચ્છા હતી કે કંઇક નાની વયમાં હિન્દુ ધર્માનુસાર ઇલાનો વિવાહ કરી નાખવો. તે માટે તેમણે કેટલાક પ્રયત્નો પણ કર્યા હતા; પરંતુ ઘરમાં કોઇનેય તેમણે આ વાત કરી નહોતી. મનગમતું પાત્ર મળ્યું નહોતું, એટલે તે વિષે તેમણે કોઇને કશું કહ્યું નહોતું. આજે જ્યારે સ્નાનગૃહના જાળિયામાંથી તેમણે સત્યેશને જોયો, ત્યારે તેનો ચહેરો જોતાં જ તે પ્રસન્ન થઇ ગયા. બરાબર તે જ સમયે ઇલા આવીને ગાડી રાખવાના વરંડામાં ઊભી રહી. બન્નેને જોતાં ચેટરજીના મનમાં એક વાર થયું કે બન્નેનું જોડું મેળવી દેવામાં આવે તો કેવું સરસ! તે વખતે તે સત્યેશને ઓળખતા નહોતા. પરંતુ સભાસમિતિઓમાં આગળ પડીને તેને કામ કરતાં જોયો હતો, એટલું તેમના સ્મરણમાં આવ્યું.

સ્નાનગૃહમાંથી બહાર આવીને તેમણે સત્યેશનું કાર્ડ જોયું, ત્યારે તેમને લાગ્યું કે પોતે થોડી વાર ઉપર જે કલ્પના કરી હતી તે સાવ અઠીક નહોતી. સત્યેશનું નામ તેમણે બીજા માણસો દ્વારા સાંભળ્યું હતું: દેશસેવાના કાર્યમાં તે એક આગળપડતી વ્યક્તિ છે, એવું તે જાણતા હતા.

સત્યેશનો પરિચય મેળવી ચેટરજીસાહેબ ખુશ થયા. તે જ વખતે તેમણે ફરીદપુર ખાતે પોતાના એક મિત્રને તે સમ્બન્ધમાં એક ચિઠ્ઠી લખી નાખી, ને ટપાલમાં નાખવા મોકલાવી. એટલામાં મિસીસ ચેટરજી અંદર આવ્યાં. તેમનું નામ હતું—માલતી. યૌવનાવસ્થામાં તે એક શ્રેષ્ઠ સુંદરી અને વિદુષી બાઇ તરીકે વિખ્યાત હતી. ચેટર-જીએ જ્યારે તેની સાથે વિવાહ કર્યો ત્યારે જોરશોરથી જનતામાં એવી વાત પ્રસરી હતી કે ચેટરજી મોટી બાજી જીતી ગયા છે! આજે તો એ વાત ત્રીશ વર્ષ જૂની થઇ હતી. તો-પણ હજુ માલતીદેવી પરમસુંદરી હતી. એના મુખમંડલ ઉપર એક શાંત અને ગંભીર સૌંદર્ય સર્વદા વિરાજી રહેતું. અને વળી, તે જ્યારે હાસ્યથી ખીલી ઊઠતી, ત્યારે તે ખરેખાત ખૂબ મનોરમ ને મધુરતમ જણાઇ આવતી.

ચેટરજીએ કહ્યું: "કેમ, પેલા છોકરાને જોયોને ?"

"કોણ ?" માલતીએ પૂછ્યું—"હમણાં ગયો તે જ ને ? હા; જોયો તો ખરો."

"કેવો લાગે છે ?"

"છે તો સારો ! પણ ભલા ! પૂછ્યું કેમ ?"

"જમાઈ બનાવવા લાયક નથી ?"

"જમાઈ ! દીવાના થયા છો કે શું ? કોનો જમાઇ ?"

"તમારો વળી ! મને થાય છે, ઇલાનો તેની સાથે વિવાહ કરી દઈએ."

"તમને થયું છે શું ? અત્યારથી ઇલાના વિવાહ ? હજુ આવતે વર્ષે તો તે મેટ્રિકમાં બેસવાની છે ! કેમ એનો અભ્યાસ છોડાવી દેવો છે શું ?"

"ખોટું શું ? ભણીગણીને જો માણસ બની શકતાં નથી, તો ભણીને કરવું છે શું ? એક છોકરીએ તો વિદ્યાભ્યાસ પૂરો કરી દીધો છે. જો એ જ એની વિદ્યાબુદ્ધિ હોય તો તમારા બંગાળી ઘરનાં નિરક્ષરો પણ તેના કરતાં સારાં છે."

ચેટરજીની વાતોથી માલતીદેવીના અંતરમાં સખત આઘાત થયો. જોકે ચેટરજીસાહેબે પોતાની પુત્રી અને જમાઇ પર કોઇ પણ પ્રકારનો પ્રહાર કર્યો નહોતો, અને સમાદર સહ તેમનો સ્વીકાર કર્યો હતો, તોપણ તેમના દોષની ટીકા કરવામાં તે જીભ પર સંયમ રાખી શકતા નહોતા. આ ટીકાઓ પુત્રોની આગળ અવશ્ય મશ્કરીનું રૂપ ધારણ કરતી. પરંતુ માલતીદેવી બરાબર જાણતી હતી કે આ ટીકાઓ તેમના પ્રાણની અંદરથી આવી રહી હતી. ચેટરજી કરતાં તે પોતે કન્યા પર અધિક સ્નેહ રાખતી હતી. તેને આ પ્રકારે વિચાર કરવાનું કશું કારણ નહોતું. છતાં આવી ટીકા બદલ તે પોતાના સ્વામી પર મનમાં ને મનમાં બહુ ચિડાતી. આ બાબતને લઇને બેઉ વચ્ચે ખૂબ બોલાચાલી પણ થતી.

"તમારી પુત્રીના દોષો વિષે હું તો માત્ર તમારી આગળથી જ સાંભળું છું. બીજા લોકો તો વખાણ કરે છે. તમે જ એના પિતા થઇને રાતદિવસ તેને ઊંચકયાં કરો છો. બાપે સારા! શાબાશ!"

"બહારના લોકો પ્રશંસા કરે છે, કેમ? એ લોકો તો કર્યાંકારવ્યાં ઉપર પાણી ફેરવનારા છે. 'Tis distance lends enchantment to the view.'" *

"આ તો વળી નવું જાણ્યું. તમેય કર્યુંકારવ્યું ધૂળ કરો છોને!"

"હજારવાર. જ્યારે લીલાને લઈને આ સુબોધ આદર, પ્યાર ને લાડ કરતો હતો, ત્યારે મનમાં કેવાં કેવાં સ્વપ્નાં હતાં--કેટકેટલી આશાઓ હતી! મનમાં થતું કે આવી કન્યા તો સંસારમાં બીજે થવી નથી. કેટલા સ્નેહથી એનું પાલન કર્યું હતું! અને, કેટકેટલી એના ઉપર આશા હતી! એ જ કન્યા—એટલા પ્રેમ ને એટલી આશાની કન્યા—ચાર હાથપગે આપણી આશાઆકાંક્ષાના ચૂરા કરે, ને એક બિલકુલ સાધારણ સ્ત્રીની જેમ તદ્દન તુચ્છભાવે જીવન વ્યતીત કરે, તે જોઇને પ્રાણને જે વ્યથા થાય છે તે કયાં કહેવા જવી? લીલા રજરજ કરીને મારા અંતરમાં આગ ભડભડાવી રહી છે. તેણે મને જે દુઃખ આપ્યું છે, તે તું નહિ સમજી શકે. તું કેમ સમજી શકતી નથી? ખેર, એ બધી વાતની વધુ જરૂર નથી."

માલતીદેવીના મુખ સામે એક વાર તો અંધકાર

* ડુંગર દૂરથી રળિયામણા.

છવાઇ ગયો. ચેટરજીએ જે વાત કહી નહોતી, તે તેને સમજવામાં બાકી રહી નહોતી. તે પણ તે જ માર્ગની વટેમાર્ગુ હતી. સ્વામીનો એ જ અભિપ્રાય હતો તે એ સમજી ગઈ. મનમાં દારુણ અભિમાન ગરજી ઊઠ્યું. અત્યંત રોષ આવ્યો. પરંતુ પોતાની જાતને વાળી, તે બોલી: " હું પણ એ જ કહી રહી છું. રહેવા દો, હવે એ બધી વાતોની વિશેષ જરૂર નથી. લીલાની બાબતમાં મારી તમારી વચ્ચે વાત ન થાય તે જ સારું." કહીને માલતીદેવી મોઢાનો મરડાટ કરી ઓરડાની બહાર નીકળી ગઈ.

ચેટરજીએ એક વાર માથું ફેરવી પોતાની પત્ની તરફ જોયું. તેનાં ચક્ષુઓમાંથી અગ્નિ વરસી રહ્યો હતો. હોઠ કંપી રહ્યા હતા. પરંતુ તેણે તેને કંઈ જ ન કહ્યું. બન્ને હાથો વડે માથું પકડીને ટેબલ પર ઝૂકીને પડી રહ્યા. ઘણા સમય સુધી એ જ સ્થિતિમાં રહ્યા.

તેના હૃદયમાં અનેક વિચારોનો વાવંટોળ ઊઠ્યો હતો. એ વિચારો કડીબંધ હતા, એમ કહી જ ન શકાય. કાળાંકાળાં ગંભીર વાદળોથી છવાયેલા આકાશમાં ચારે કોર વીજળીના ચમકારા થાય, અથવા એકાદ વિદ્યુલ્લેખા ભીષણ ગર્જના કરે, પૃથ્વીને કંપાવી મૂકે, અને આકાશના એક ભાગથી બીજા ભાગ સુધી પ્રસરી વળે, ત્યારે પ્રકૃતિ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. તેમ જ આ વ્યથિત મનુષ્યના અંતરમાં ભયંકરતા પ્રસરી રહી હતી. તેમાં અંધકાર હતો, ચંચલતા હતી, અને વિક્ષિપ્તતા હતી: તેમાં આગ હતી, અને ક્ષુબ્ધતા હતી. વીતેલા જીવનની ગુપ્ત ને ઊંડી ગુફામાંથી કંઈ વાતો એના હૃદયમાં

ફૂટીને ઉપર આવી રહી હતી. કેટલીય વ્યર્થ ગયેલી, ચૂરા થઈ ગયેલી આશાઓ ને આકાંક્ષાઓ એના હૃદયને પછાડ મારી રહી હતી. કેટલીય દારુણ વેદનાઓ, આકુલ ઇચ્છાઓ, અને આર્ત તૃષ્ણાઓ એના અંતરને ખળભળાવી રહી હતી. કોણ આ બધું બતાવી શકે! તેણે જીવનમાં, સંસારમાં ને સમાજમાં પ્રચુરતાની સાથે ખાસ સફળતા મેળવી હતી. લોકનજરે તેના સૌભાગ્યની ખામી નહોતી; પરંતુ અંતરમાં તે સમજતા હતા કે પોતે કંઈ જ નથી મેળવ્યું. એનું સારુંયે જીવન એક મહાન વ્યર્થતા છે, એક પ્રચંડ હતાશા છે. કેમ ન હોય? સુખ કંઈ બહારથી જોવાની વસ્તુ થોડી જ છે? મારી પાસે છે શું? શું નથી? મારા સુખનો માનદંડ મારી અંતરની આશાઆકાંક્ષા છે. એ માનદંડથી માપીને, ચેટરજીને જણાયું કે સંસારમાં તેના જેવો દુઃખી બીજો કોઈ જ નથી. સુખની તેની સર્વ આશાઓ વ્યર્થ ગઈ હતી; તેની સર્વ કલ્પનાઓના ચૂરા થઈ ગયા હતા. જે પાત્રોની રચના એણે સ્વર્ગીય સુધાપાન કરવા માટે પોતાને હાથે કરી હતી, તે બધાં આજે વિષથી પરિપૂર્ણ થઇ ગયાં હતાં, અને તેમનું સમસ્ત જીવન તૃષાનલથી છલોછલ ભરાઈ ગયું હતું. તેની પત્ની! તેના યૌવનની આશા! પ્રાણોની પ્રેયસી! જેને હૃદયની સાથે નિબદ્ધ કરીને, સારુંયે જીવન સુખના તરંગોમાં વિહાર કરીને વ્યતીત કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો—તે સ્ત્રી આજે તેનાથી કેટલી દૂર હતી! તેના આદર્શ, તેના વિચાર, તેની કલ્પનાઓથી પણ તે દૂરદૂર હતી. તેની પાસેથી તેને પ્રેમના

પ્રમાણમાં વિશેષ તો વિદ્વેષ જ મળ્યો હતો.

ઘણો સમય સુધી હાથ પર માથું ટેકવી તે એ જ દશામાં પડી રહ્યા. ત્યારબાદ તેની નાની પુત્રી ઇલા ઝડપભેર આવીને બોલીઃ "પિતાજી, ગાડી તૈયાર છે."

ચેટરજીસાહેબ જ્યારે ઓફિસે જતા, ત્યારે ઇલાને સાથે લઈ રસ્તામાં સ્કૂલે મૂકતા જતા. આથી ઇલા તેની પ્રતીક્ષા કરી કરીને અંતે તેને બોલાવવા આવી.

ચેટરજીએ એક ગંભીર દીર્ઘ નિઃશ્વાસ મૂકીને પોતાના મનનો ભાર હળવો કર્યો, તે ઊઠીને ઊભા થયા. ઇલાએ આવીને તેના હાથ પકડી લીધા, અને મુખ તરફ જોઈ બોલી—"પિતાજી, તમને શું થઇ ગયું છે?"

ચેટરજીસાહેબ થોડી વાર એકીટશે ઇલાના મુખ તરફ જોઇ રહ્યા, પછી દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલ્યા—"કંઈ નહિ, દીકરી!"

ઇલાએ જાણે હૃદયની આંખે જોયું હોય તેમ તે મનમાં જ બોલી—"પિતાજી, હું તમને કદી દુઃખ નહિ દઉં, કદી તમને દુઃખી કરીશ નહિ."

તેની બન્ને આંખો, ન જાણે કેમ, આંસુઓથી છલકાઈ ગઈ.

[ ૨ ]

આ સપ્તાહના બાકીના દિવસો સત્યેશે સ્વપ્નમાં જ વ્યતીત કર્યા. સ્વપ્ન નાના પ્રકારનાં હતાં; પરંતુ તેમાં એક ચિત્ર હમેશાં રહેતું: તે હાથમાં રહેલી પેનસિલને હડપચી ઉપર રાખીને ઊભેલી કિશોરીનું હતું. સત્યેશ કઇ જાતના લોભમાં પડ્યો હતો તે કહી શકાય તેમ નથી. કારણ, એક કિશોરી સુંદરીને જોવાથી તેને જે મોહ ઉત્પન્ન થયો હતો, તેને જો પ્રેમ કહેવામાં આવે, તો પ્રત્યેક યુવક દિવસ-ભરમાં દસપંદર વાર એવા પ્રેમમાં પડતા હોય છે. તોપણ જે વિચાર એના મનમાં ઘોળાઇ રહ્યો હતો, તેનો સંબંધ પ્રેમની સાથે હતો, એ વાતનો અસ્વીકાર થઇ શકે તેમ નથી. તે સ્વપ્ન જોઇ રહ્યો હતો—જો તે છોકરી સાથે તે વિવાહ કરવામાં સફળતા મેળવે, તો તે પોતે ધન્ય બની જાય. બીજી જ ક્ષણે તેના મનમાં આવ્યું કે એમ બનવું તદ્દન અસંભવિત હતું. ચેટરજી પૂરા ‘સાહેબ’ છે, કલકત્તાના છે; વિલાયત જઇ આવેલા બંગસમાજના મુકુટમણિ છે. તેની કન્યા સાથે વિવાહ કરનાર પણ અવશ્ય તે સમા-

જનો મુકુટમણિ જ હશે. તે કન્યાને મેળવનાર કોઈ પણ પુરુષ પોતાને ધન્ય માનશે. આથી તેની બરાબરીમાં પોતાના જેવો ગ્રામભાવાપન્ન યુવક કદી પણ તેની કામનાની વસ્તુ બની શકે તેમ નથી. પરંતુ જો તેમ બની શકે, તો તે કેટલી આનન્દની વાત થાય—કેટલી ચમત્કારપૂર્ણ થાય!

ત્યારબાદ તેણે વિચાર્યું—ચેટરજીની કન્યા એક સુવિખ્યાત કન્યા છે. તેને અનેકે જોઈ છે. બનવાજોગ છે, તે પોતે જેમ તેનું સ્મરણ કરી રહ્યો છે તેમ બીજા દસવીસ યુવકો પણ તે જ સમયે તેનું સ્મરણ કરી રહ્યા હશે! એવા દસવીસ યુવકોમાં પાંચછ જણને તો નિત્ય મિસ.ચેટરજીનાં દર્શન થતાં હશે; અને વળી તેઓ ચેટરજીમહાશયના અંતરંગના માણસો હશે. સત્યેશ પણ તેમાંનો એક હતો—હશે. આ તો બધી કલ્પના હતી—એક પાગલપણું જ હતું!

તોય તે પાગલપણું કરી રહ્યો હતો, તેનો કોઈ પણ રીતે તે ઇનકાર કરી શક્યો નહિ. પરિણામે, તે ઉત્સુકતા સહ શનિવારની સવારની પ્રતીક્ષા કરવા લાગ્યો. તે દિવસને માટે જે કેટલીક અસંભવિત કલ્પનાઓ તેણે કરી નાખી—તે કહી જાય એમ નથી. વિલાયત જઇ આવેલા બંગસમાજમાં તે કદી સંમિલિત થયો નહોતો. તેના આચારવ્યવહાર, અદબ, કાયદા વિશે તે કશું જાણતો નહોતો. ચાના નિમંત્રણનો અર્થ શો?—તે વિચારવા લાગ્યો. તેના મનમાં પ્રથમ તો પ્રશ્ન થયો—એ ચાપાનના પ્રસંગે ઇલા ત્યાં હશે કે નહિ? બીજી છોકરીઓ ત્યાં રહેશે કે નહિ? કદાચ હશે તો......વિચારતાં વિચારતાં તેનું હૈયું નાચી ઊઠ્યું—તેને કંપ આવ્યા. કેમકે, સ્વતંત્ર

વિચારના બંગાલીની કન્યાના સમ્પર્કમાં તે કદી આવ્યો નહોતો. તેની સાથે કેવી રીતે વર્તવું જોઈએ, તે પણ તે જાણતો નહોતો. બહુ મંથન પછી તેણે વિચાર્યું—ઇલા ન હોય, તો જ સારું. પરંતુ સાથે સાથે એ આશા પણ સેવવા લાગ્યો કે કદાચ તે હોય, તો તેની સાથે જ ચાનાસ્તો લેવો.

શનિવાર આવ્યો. ચાપાટીના સમ્બન્ધમાં સત્યેશની કલ્પના નષ્ટ વિનષ્ટ થઈ ગઈ. તેણે જોયું, તો વાચનાલયમાં બેસીને ચેટરજીમહાશય તેની પ્રતીક્ષા કરી રહ્યા હતા. તે જતાંની સાથે જ, નોકરે બેંતની બનેલી એક ટીપાય ત્યાં આગળ ગોઠવી દીધી, તેના પર ટ્રે મૂકી. ચેટરજીએ ચા કાઢીને આગળ ધરી અને થોડાં 'કેક' ધર્યાં. ચા પીતાં પીતાં વાતો થવા લાગી.

આખો બંગલો જાણે કે શૂન્ય હોય તેમ સત્યેશને જણાવા લાગ્યું. બંગલામાં માણસો રહે છે તેનું સત્યેશને જ્ઞાન જ થયું નહિ. તે એક પ્રકારે નિરાશ બની ગયો.

ખરું જોતાં તો બંગલામાં કોઈ જ નહોતું. ચેટરજીએ જાણીબૂજીને બાલબચ્ચાં તથા પોતાની પત્નીને તે દિવસે લીલાને ત્યાં મોકલી આપ્યાં હતાં. એ લોકો ત્યાં ચાપાણી પીને સરકસ જોવા જવાનાં હતાં. સત્યેશને કારણે ઘરના માણસો સાથે કંઈ પણ ચકમક થાય, એવું તે ઇચ્છતા નહોતા.

સત્યેશે જોયું કે જે કંઇ વાતચીત થઈ તે પોતાને અનુલક્ષીને જ થઈ. જે સેવાસંઘના વિષયમાં વાર્તાલાપ કરવા માટે ચેટરજીએ સત્યેશને બોલાવ્યો હતો, તેનું તેને સ્મરણ જ રહ્યું ન હોય, તેમ જણાયું. પહેલાં વિક્રમપુરની વાત કરી તે બોલ્યા : "વિક્રમપુરમાં તમારો જન્મ છે તેથી તમને જરૂર ગર્વ ઊપજતો હશે."

સત્યેશે કહ્યું: "મારો જન્મ વિક્રમપુરમાં નહિ, પુરુલિયામાં થયો છે. વિક્રમપુર પણ હું ગયો હતો. ખરું પૂછો તો એ મને સારું લાગ્યું."

"વર્ષાઋતુમાં પણ?—જ્યારે ચારે બાજુનું દૃશ્ય લીલુંછમ દેખાતું હોય છે!"

"વર્ષાઋતુમાં તો તે મને બહુ જ સારું લાગે છે. જોવામાં પણ ઘણું સુંદર દેખાય છે, અને હૃદયને આનંદ મળે છે."

"કેવો આનંદ?"

"ઓહ! એ બહુ અનોખો છે! ચારે બાજુ પાણી જ પાણી; અને વચમાં મકાનો અને લતાવૃક્ષો. જાણે હરિયાળો દ્વીપ જ જાણી લો. જોતાં ખૂબ સુંદર લાગે. અને વળી તરવું, નૌકા ચલાવવી, વગેરેની એક ખાસ પ્રકારની રમતગમત મળે છે."

"મેં પણ તમારા દેશને એક વાર ઘોર વર્ષાઋતુમાં જોયો છે. ગમે તેમ હોય, પણ જોવામાં ઘણો સુંદર છે. લોકો પણ સ્ફૂર્તીલા છે. પાણીના જીવની જેમ પાણીમાં તરતાફરતા હોય છે. તમારે ત્યાંના લોકો મોટે ભાગે More lively (વધારે સજીવ) છે, એમાં શક નહિ."

ત્યારબાદ વિક્રમપુરનાં પૂર્વગૌરવની વાત, તેનો કીર્તિનાશ, ત્યાંની ખાવાપીવાની સગવડ, અને સુખદુઃખ વગેરેની વાતો થઈ. અંતમાં દેશવ્યાપી મૅલેરિયા અને તેનો પ્રતિકાર તથા તેના સમ્બન્ધમાં સરકારનું કર્તવ્ય એ વિશે ચર્ચા થઈ. ચેટરજીએ કહ્યું—"મૂળ વાત તો એ છે કે લોકોમાં પ્રાણ રહ્યા નથી. જીવનશક્તિ પ્રબળ નથી. તેથી તેમની પાસે ખાવાનું હોવું જોઇએ. ઘરમાં દ્રવ્ય હોવું જોઇએ."

આ વાતો થતાં થતાં દેશનાં શિલ્પ અને વાણિજ્યની ચર્ચા પણ ચાલી. ચેટરજી બોલ્યા—"આજે યુનિવર્સિટી-માંથી જે હજારો વિદ્યાર્થીઓ બહાર પડે છે, તે નોકરી અને વકીલાત સિવાય બીજું કશું જ જાણતા નથી. જો એકાદ વ્યવસાય અથવા શિલ્પને લઇને સાધારણ રૂપમાં જ આરંભ કરવામાં આવે, તો કાલે જ તેઓ સારી કમાણી કરી શકે—મોટા માણસ થઈ શકે. પરંતુ આ પ્રકારનું કાર્ય કરવાની જવાબદારી પોતા પર લેવા માટે સોમાં શું, હજારમાં પણ એકે નજરે પડતો નથી."

સત્યેશ બોલ્યો—"કોલેજમાંથી બહાર પડતાં જ વિદ્યાર્થીઓ પર એક પ્રકારનો ભાર આવી જાય છે. જવાબ-દારીવાળું કાર્ય કરવાની તેમની સ્થિતિ જ રહેતી નથી. કોઈ મોટા ઘરનો છોકરો હોય, તો પરીક્ષા પાસ કરીને કંઈક ઉપાર્જન કરવાની આશામાં બેસી રહે છે."

"એ વાત મોટે ભાગે ખરી છે; પરંતુ એટલું કહે-વાથી જ કામ ન ચાલી શકે. એ વાતનો પણ સ્વીકાર કરવો પડશે, કે તેમનાં હૃદયમાં યથેષ્ટ ઉત્સાહનો અભાવ હોય છે."

"મારું માનવું છે કે તે માટે આપણા સમાજની વ્યવસ્થા જ ઘણે ભાગે જવાબદાર છે. આપણને બાલ્યકાળથી જ એવા જકડી દેવામાં આવે છે કે આપણામાં જે કંઈ ઉત્સાહ હોય છે, તેને ઉચ્છૃંખલતાનું નામ આપીને દબાવી દેવામાં આવે છે. આથી જ આપણે લોકો ઉત્સાહશૂન્ય બની જઈએ છીએ. આપણા હૃદયમાં સ્વાધીનતા અને આત્મનિર્ભરતાને બળવાન બનાવવાની કોઈ ચેષ્ટા જ કરવામાં આવતી નથી."

" તમારી વાત ઘણેખરે અંશે સાચી છે; તેનો અસ્વીકાર થઈ શકે તેમ નથી. પરંતુ મને લાગે છે કે સામી બાજૂએ પણ ઘણી વાતો કહી શકાય તેમ છે. સ્વાધીનતાના નામે ઉચ્છૃંખલતા વધીને સમાજનું કેટલું અનિષ્ટ કરે છે, તે પણ એક વિચારવાલાયક વાત છે."

આ રીતે અનેક વાતોને અંતે ચેટરજી સત્યેશના ભાવિ વિશે ચર્ચા કરવા લાગ્યા. તેમણે કહ્યું—" મારી સલાહ છે કે તમે વિલાયત જાઓ. ત્યાંથી કોઈ પણ એક ધંધો શીખી આવો. ખૂબ સારી રીતે શીખો ને અહીં તેનો પ્રચાર કરો. તમારા માટે મને પૂર્ણ આશા છે કે તમારા મનોરથ સફળ થશે."

આ રીતે વાર્તાલાપમાં લગભગ સાંજ પડવા આવી. એક ગાડી આવી બારણે ઊભી રહી. તરત જ ઝડપી ગતિએ લીલાએ અંદર પ્રવેશ કર્યો.

ચેટરજીએ પ્રશ્ન કર્યો—" અરે લીલા! તું સરકસમાં ન ગઈ?"

" નહિ, હું આજે એમ્પાયરમાં ચાર્લીઝ આંટ (Charlie's Aunt) જોવા જવાની છું; તેથી ન ગઈ. એક કામે આવી છું." આટલું કહી તેણે સત્યેશ તરફ જોયું.

લીલાને શું આવશ્યક કામ હતું, તે ચેટરજી સમજી ગયા. લીલા પોતાની પૈસાટકાની આવશ્યકતા પૂરી કરવા માટે વારંવાર પોતાના પિતાને ત્યાં આવતી.

સત્યેશે આ પ્રસંગે ઊઠીને વિદાય થવાની જરૂર હતી; પરંતુ આ બધા વિલાયતી સમાજના રીતરિવાજથી તે પરિચિત નહોતો. તેથી તે બેસી રહ્યો.

ચેટરજીએ કહ્યું—' વારુ, બેસ. તારે કંઈ ઉતાવળ તો નથી ને ? "

" ઘણી ઉતાવળ છે. હજી મારે કેટલેક સ્થળે જવાનું છે. "

ચેટરજી સહજ વિરક્ત બની ગયા. પરંતુ પોતાની સ્વભાવસિદ્ધ પરિહાસપ્રિયતાથી વિરક્તિને દબાવીને બોલ્યાઃ ' Then you ought to have come riding ! ( ત્યારે તો, તારે ઘોડે ચડીને આવવું'તું ને ? )'

લીલાએ કહ્યું—" કેમ ? " તેની સમજમાં આ રહસ્ય આવી શક્યું નહિ.

ચેટરજીએ કહ્યું—" જાણતી નથી, આપણી ભાષામાં એને કહે છે કે ઘોડે ચડીને આવી છે ? "

લીલા અપ્રસન્ન ભાવે બોલીઃ " ઓહ ! "

ચેટરજીએ સત્યેશને ઉદ્દેશી કહ્યું—" વારુ, સત્યેશ ! તમને વધારે રોકતો નથી. તમારી સાથે વાતચીત કરતાં મને ઘણો આનંદ થયો. આશા છે, ફરી તમે કોઇ વાર મળશો. " આટલું કહી તેણે હાથ લંબાવ્યો. સત્યેશ હાથ મેળવીને જવા માટે તૈયાર થયો.

લીલાએ કહ્યું—" Ah ! this is your chosen groom ! ( અહો ! આ તો તમે ચૂંટી કાઢેલો જમાઈ ) મારી સાથે introduce (પરિચય) નથી કરાવતા ? Good evening Mr......(નમસ્તે, મહાશય ! ) "

ચેટરજીએ કહ્યું—" સત્યેશ, આ મારી મોટી પુત્રી લીલા ઘોષ છે. "

સત્યેશ લીલાને નમસ્કાર કરી વિદાય થયો. હજી તે દરવાજાની બહાર પણ પહોંચ્યો નહિ હોય, ત્યાં

તેણે લીલાને બોલતી સાંભળી. લીલાએ કહ્યું: 'He looks very much groom—(જાણે અદ્દલ જમાઈ!)' આટલું કહી તે ઠિઠિયારી સાથે હસી પડી. સત્યેશના મગજમાં chosen groom—ચૂંટી કાઢેલો જમાઈ—એ શબ્દોએ તોફાન મચાવી દીધું: "તો શું ચેટરજી મને જમાઈ બનાવવા માગે છે? શું એટલા જ માટે તે મારી સાથે વાતો કરી રહ્યા હતા? શું આ અસંભવિત જણાતું સંભવિત બનશે?" વળી, સત્યેશે વિચાર્યું: "કદાચ તેમ હોય, તોપણ કઈ કન્યા માટે? મારી માનસપ્રતિમા માટે—નહિ આ શ્રીમતી લીલાની વળી કોઈ બીજી પણ બહેન યોગ્ય હશે!"

વાત ભારે વિચારવાની હતી. કેમકે, માત્ર એક ક્ષણના પરિચયથી સત્યેશના મનમાં લીલા સંબંધે એક ભારે વેદના જામી ગઈ હતી. પોતાની માનસપ્રતિમા લીલા જેવી તો નથી જ, એ તેણે પોતે જ સિદ્ધ કરી લીધું. પરંતુ લીલા જેવી ચેટરજીની બીજી કોઇ કન્યા હોય તો?—એ વિચારમાં ને વિચારમાં સત્યેશ ઘેર રવાના થયો.

ચેટરજીસાહેબ લીલાના વ્યવહારથી અત્યંત નારાજ થઇ ગયા. તોપણ સહેજ હસીને બોલ્યા: "When are you going to step out of your cradle? (હવે કંઇ નાદાની છોડશે?)"

લીલા કેમે પણ આનો મર્મ સમજી શકી નહિ. તેણે પૂછ્યું: "આનો અર્થ શો?"

"એનો અર્થ એ જ કે તારી ઉંમરની તો એક બાળકની માતા થાય. હજુ બાળકની જેમ રહ્યે કામ નહિં

ચાલે. ઇસપની પેલી કહાણી તું જાણતી હશે—ગધેડો કૂતરાની જેમ કૂદાકૂદ કરવા જતાં વિપત્તિમાં આવી પડ્યો. ”

લીલા આ બધું સમજી શકી નહિ. તેણે મોટી વાત સમજીને તેનો જ ઉત્તર આપ્યો: “ મને આશા છે, હું કદાપિ બાળકની માતા નહિ બનું. મા બનવાની મને જરાયે ઇચ્છા નથી.” એટલું કહી તે જોરથી હસવા લાગી.

આજે ચેટરજીસાહેબ લીલા પર ખૂબ ચિડાઈ ગયા. લીલાની દરેક વાતથી તેને ખૂબ દુઃખ થઈ રહ્યું હતું. આ વાતોને વિનોદનું આવરણ દેવાનું અસંભવિત હતું. તેણે કહ્યું: “ Never mind, baby, ( કંઈ નહિ, કીકી ! ) કહે, અત્યારે તને શું જોઇએ ? ”

“ બસો રૂપિયા નહિ મળે તો આજે જરાય ચાલી શકે તેમ નથી.”

“ બસો રૂપિયા તો અત્યારે મારી પાસે હાજર નથી. તારી માતા હોત તો મળી જાત. જોઇએ તો હું ચેક આપી શકું.”

લીલાએ મોં મરડી કહ્યું: “ ચેક ? ઠીક છે, ચેક આપી દો. હું ઝાઝી વાર ખોટી નહિ થઈ શકું.”

ચેટરજીએ નિર્વિવાદ ચેક લખી આપ્યો. “ Thank you dear ! ( આભાર તમારો, બાપુ ), ” કહીને લીલા વિદાય થઈ.

માલતીદેવીએ બંગલે પાછા ફરતાં જ પૂછ્યું: “ લીલા આવી હતી કે ? ”

ચેટરજીએ કહ્યું: “ હા, આવી હતી. એક ચેક લઇ ગઇ છે. મારી પાસે રૂપિયા નહોતા.”

માલતીએ કહ્યું: " તમે એને કંઇ કહ્યું તો નથી ને ? નારાજ તો થઇ નથીને ? "

ચેટરજીનું મોં સંકોચાઇ ગયું. તેની સ્ત્રી તેના પર કેવો અવિશ્વાસ કરે છે, એ જાણીને તે વીંધાઈ ગયા. લીલા અને તેનો પતિ ચેટરજી પર અવલંબતાં હતાં, એટલે રખેને લીલાને જરા સરખું દુઃખ સહેવું પડે તે તેની સદા શંકા રાખતા. આથી, કોઇ વાતચીતમાં કે કોઈ પણ રીતે જો લીલા અન્યાયી રીતે વિચારી બેસે કે તે પોતે પરાધીન છે એટલે તેના ઉપર પોતે અશ્રદ્ધા રાખે છે, એનો અનાદર કરે છે, તો એના દુઃખની સીમા ન રહેતી આથી તે સર્વદા લીલા સાથે દયાપૂર્વક વ્યવહાર રાખતા. કોઇ વાર અસંતોષની વાત થતી, તોપણ તે તેને હસીને ટાળી નાખતા અને જરા પણ અપ્રિય વાત કહેતા નહિ. માલતી આ બધું જાણતી નહોતી, એમ નહોતું. તો પછી તે લીલાને એવી કંઇ વાત કહેશે એવો સંદેહ કરવાનું માલતીને કંઇ કારણ છે ? આથી, માલતી પર ચેટરજીને ખૂબ રોષ આવ્યો. જરા ગરમ થઇને કહ્યું: " કહેવાનું કશું નથી. પરંતુ આજની કઠોર વાત કહેવાનું મન થાય છે. એવી વાત તો ક્યારેય થઇ નહોતી. અનેક કષ્ટોમાં પણ મેં મારી જાતને ઢાંકઢાંક કરી છે."

માલતી દુઃખપૂર્વક બોલી—" વિચાર કરી જુઓ, તે કદાચ પુત્ર હોત; તો તમારી આખીય મિલકત ઉપર તેનો અધિકાર હોત કે નહિ ? આ જ વિચાર..."

" Hang your money ! (પૂળો મૂક પૈસા પર !) પૈસા માટે હું કદીય કંઇ જ બોલ્યો છું ખરો ? પરંતુ

અહીં આવી તેણે આજે જે વર્તન કર્યું છે, તે કરતાં તો પશુ પણ લાજે."

માલતીએ ધીરજથી કહ્યું—"ક્રોધના આવેશમાં તે અસભ્ય વહેવાર કરી નાખે છે. તમે તે માટે નારાજ ન થાઓ. આજે મારી આગળ ઇલાની સગાઇની વાતો સાંભળીને તડપતડપ થઈ ગઇ હતી. અને તે જ વખતે તે તમારી પાસે આવી, અને સત્યેશને જોઇને ધૂંવાંપૂંવાં થઇ ગઇ હશે."

ચેટરજીએ વ્યંગ કર્યો: "એમ ત્યારે, વાત એમ છે! ત્યારે તો માદીકરીએ ભેગાં થઇ આ બધી બાજી ગોઠવી છે. લાગે છે, આખા કલકત્તામાં મારી નિંદા થવા માંડશે. What a pretty confidant have had! (વાહ! મારું વિશ્વાસપાત્ર પણ મજાનું!) તને ખબરે નથી કે આ બાબતમાં કંઇ પણ નક્કી થયા પહેલાં વાત ચાળવવી એ કેટલું ભૂંડું કરી નાંખે છે? પરંતુ હરકત નહિ; તેને હું ભોંઠી જ પાડીશ. તમને કોઇને કંઇ પણ કહ્યા પહેલાં જ હું ઇલાનાં લગ્ન કરી નાખીને જ જંપીશ."

માલતી પણ આગની જેમ ભભકી. પતિપત્નીને આજે જે લડાઇ થઇ, તેવી તો જીવનભરમાં કદીય થઇ નહોતી. માલતી ધ્રૂજતી ધ્રૂજતી પોતાના ખંડમાં ચાલી ગઇ. ચેટરજી પણ કંપતે હાથે ગજવામાંથી એક કાગળ કાઢીને વાંચવા લાગ્યા. પત્ર ફરીદપુરનિવાસી એક મિત્રનો હતો. પછી તારનું એક ફારમ લઇ પોતાના મિત્ર ઉપર તાર લખ્યો. નોકરને હાક મારી. નોકર હાજર થતાં, તે તેને તાર આપવા લાગ્યા. પણ પાછો કંઇ વિચાર આવતાં તે થંભી

ગયા. બોલ્યા—“ઇલાને બોલાવ.”

માતાપિતાનો કજિયો સાંભળી ઇલા પોતાના વાચન-ખંડમાં સ્તબ્ધ થઇ બેઠી હતી. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. પિતાના બોલાવવાથી તેની પાસે આવી ઊભી. આ સમયે ચેટરજી એક આરામખુરસી પર હાથ અને પગને ફેલાવીને પડયા હતા. તેની આંખ મીંચેલી હતી. ઇલા અંદર દાખલ થતાં જ તેણે તેને ખેંચીને આરામખુરસીના હાથા પર બેસાડી દીધી, અને બોલ્યા—“બેટા! તારી મા સાથે આજે ખૂબ ઝગડો થયો છે. તેં સાંભળ્યું ને? હું તારા વિવાહ કરી નાખવા માગું છું. તે દિવસે જે યુવક આપણે ત્યાં આવ્યો હતો, જે સુંદર હતો, જેણે ચશ્મા પહેર્યાં હતાં, તે જ—જે વરંડામાં ઊભો હતો, અને તું પણ તે વખતે ત્યાં જઇ પહોંચી હતી—યાદ છે ને કંઇ?” ઇલાનું મોં લજ્જાથી લાલ થઈ ગયું. ઇલાએ તેને જોયો હતો—તેને સ્મરણ પણ હતું. કોણ જાણે કેમ, તેને વિશે વાતચીત કરતાં તેને પોતાને શરમ આવતી હતી એમ તેને લાગતું હતું. તે લજ્જાભર્યો આરક્ત મુખે, નીચી નજરે, મધુર સ્વરે બોલી—“સ્મરણ છે.”

“એ યુવક પદાર્થવિજ્ઞાન લઇ એમ. એ. માં ભણે છે. બી. એ. માં પહેલા વર્ગમાં પ્રથમ આવ્યો છે. તેના પિતા વધારાના સેશન્સ જજ છે. વળી ઇજનેરીના અભ્યાસ માટે તે વિલાયત જવાનો છે. મેં તેની સાથે વાતચીત કરી જોઇ છે. ચોખો ય ચાંપી જોયો છે. યુવક સચ્ચરિત્ર છે. મારી ખાસ ઇચ્છા છે કે તેની સાથે તારા વિવાહ કરું. કારણ કે, આથી તારું મંગલ થશે. આમ છતાં, જો તને એ સંબંધ પસંદ

ન હોય, તો હું એ વાતને આગળ ન વધવા દઉં. તું જો પ્રસન્ન ચિત્તે આમાં સંમત હોય, તો આ કામમાં હાથ ઘાલું. મારો કક્કો ખરો કરવા માટે હું તને કોઈ પણ રીતે વિવશ કરવા માગતો નથી. તારી સ્વતંત્ર ઇચ્છાથી તું જે કહી શકે, તે કહે. કહે ત્યારે, સગપણનો પ્રયત્ન કરું ?"

થોડી ક્ષણ ઇલા એ જ લાલ મોંએ ઊભી રહી. ચેટરજી એના મોં સામે જોઈ રહ્યા. છેલ્લે ઇલાએ કહ્યું—"ભલે."

ચેટરજી ઇલાની પીઠ થાબડતાં બોલ્યા—"ઘણી રૂડી વાત. હું ખૂબ રાજી થયો. હવે એ વિવાહ જરૂર થશે. તારે તારા અભ્યાસ માટે મુદ્દલ ચિંતા કરવાની નથી. મેં સત્યેશના પિતાને સંદેશો મોકલ્યો હતો. તે મારી વાત પર રાજી છે. સત્યેશ વિવાહ પછી જ વિલાયત જશે. ચારપાંચ વર્ષ પહેલાં પાછો નહિ આવી શકે. આથી તારા અભ્યાસમાં કંઈ વિઘ્ન નહિ આવે."

ચેટરજીસાહેબે આ જ રીતે બધી વાતો માલતીદેવીને સમજાવીને કહી હોત, તો કશો ઝઘડો થાત નહિ. પરંતુ માલતીએ જે રીતે તને વાત કરી હતી, તેથી તેનો ક્રોધ વધી ગયો હતો. અને તેથી જ આ બધી બાબતો વિષે ચર્ચા કરવાનું તેને ઉચિત જણાયું નહિ.

લખાયેલો તાર ફરીદપુર રવાના કરવામાં આવ્યો. બે દિવસ બાદ સત્યેશના પિતા સત્યેશને લઈ કન્યા જોવા આવ્યા. માલતીને એક વાર પણ પૂછ્યા વિના જ ચેટરજી-સાહેબે વિવાહનો દિવસ નક્કી કરી નાખ્યો. એની તૈયારીઓ પણ થવા લાગી.

[ ૩ ]

વિવાહ થઇ ગયા. વાત જેટલી સહેલી હતી, તેટલું કામ સરળ થયું નહોતું. હિન્દુધર્મ અનુસાર વિવાહ કરવાનો પ્રયત્ન ઘણો કઠિન બન્યો હતો. એક તો, ચેટરજીસાહેબ વિલાયત જઈ આવેલા માણસ; રહેણીમાં સોળે આના સાહેબ! વળી, થોડા વખત ઉપર એની મોટી પુત્રીએ કાયસ્થની સાથે વિવાહ કર્યો હતો. આથી વિવાહ-વિધિ માટે બ્રાહ્મણ, પુરોહિત આદિને એકત્ર કરવા, સમાજના લોકો નિમંત્રણ સ્વીકારે તે માટે તેમને રાજી કરવા, એ બધું કંઈ સરળ કામ નહોતું. ચેટરજીસાહેબની વિલાયત-યાત્રાની વાતને કોરે મૂકી લીલાના વિવાહની ચર્ચા જ વધારે પ્રમાણમાં થઇ. વાત સાચી હતી કે લીલાના વિવાહમાં ચેટરજીસાહેબનો મુદ્દલ હાથ નહોતો. પરંતુ એ તો વિશેષ દોષરૂપ હતું. અનેક ટીકાઓ ને વળતી ટીકાઓ થઇ. અનેક વાદવિવાદ થયા. અનેક ઝગડાટંટા થયા. ચેટરજીને અનેક કઠોર વાતો સાંભળવી પડી. તેના આત્મીય જનો તથા માલતીએ તેનું આ પ્રકારે અપમાન થતું જોઇને કહ્યું—

"જવા દો આ રીતે હિન્દુધર્મ મુજબ વિવાહ કરવાનું. એને મારો ગોળીએ, અને લગ્ન કરી નાંખો કાયદા મુજબ. એટલે બધી પંચાત આપોઆપ દૂર થઈ જશે."

પરંતુ ચેટરજીસાહેબે કોઈ રીતેય પોતાની વાત ન છોડી. સરકારી કાયદા મુજબ રજિસ્ટર લગ્ન માટે તે કોઈ રીતે સંમત ન થયા. અનેક પ્રકારની દોડાદોડી અને અમિત ધનવ્યય પછી તે પ્રાયશ્ચિત્ત કરીને વિવાહ કરવા તૈયાર થયા. કેટલાક લોકો એમના દળમાં જોડાયા. કલ્પનાતીત દક્ષિણા લઈને પંડિત તથા પુરોહિતવર્ગ પણ હાજર થયો. કુટુંબીઓમાંથી પણ અનેક આવ્યા. પરંતુ મોટા ભાગના લોકોએ વિવાહમાં ન આવીને પોતાના ધર્મને સુરક્ષિત રાખ્યો! અને છતાંયે, વિવાહ એક રૂડી રીતે પાર પડ્યો.

જે બધાં વિઘ્નો ઉપસ્થિત થયાં, તે માટે ચેટરજી-મહાશય સારી રીતે તૈયાર હતા. તે જરા પણ ઉદ્વિગ્ન થયા નહિ. ઊલટું, એક બાજુથી તેને જે અશાંતિની બીક હતી, તે ઊભી ન થઈ, એટલે તે મનમાં ને મનમાં ખૂબ પ્રસન્ન ને સંતુષ્ટ થયા. તેને સૌથી વિશેષ બીક હતી ગૃહક્લેશની. લીલા ચિડાઈ જશે અને સુબોધ ઉન્મત્ત બનશે, એની તો તેમને ચિંતા નહોતી. પરંતુ માલતી ખૂબ અકડાઈ જશે, અને વિવાહમાં બિલકુલ સાથ દેશે નહિ, તેમજ જમાઈ તથા કન્યાને જરાય સ્વીકારશે નહિ—એ શંકાએ એમને બહુ વ્યથિત કર્યા હતા. પરંતુ આ બધું ઘોળીને ચેટરજી સાહેબે માલતી પર ભારે અત્યાચાર કર્યો હતો. તે દિવસે રાત્રે માલતી બહુ તપી ગઈ હતી, અને ઘણા સમય સુધી પડી પડી રોતી રહી હતી, એ વાત સાચી છે.

પણ તે દિવસના ઝગડા પછી તેનું મન શાંત થઈ ગયું હતું. ક્રોધનો વેગ ઊતરી ગયા પછી તેને લાગ્યું હતું કે તેણે પોતાના સ્વામીને અન્યાયથી ઘણી કઠોર વાતો સંભળાવી હતી. એ વિચાર મનમાં આવતાં વાર જ તેનું હૃદય ઘણું બધું નમ્ર થઈ ગયું. સ્વામી તરફનો તેનો પ્રેમ અત્યંત ગંભીર ને ગહન હતો. ક્રોધનું શમન થતાં જ, એ ગહન પ્રેમે પોતાનું આધિપત્ય સ્થાપી દીધું. તેને ખેદ થયો કે તેણે પોતાના પતિને દુઃખ પહોંચાડ્યું. સ્વામીએ પોતે તેની સાથે અવિચારપૂર્ણ વ્યવહાર કર્યો હતો, એ વાતનું તેને સ્મરણ હતું; છતાં પોતાના દોષને જ તે વિશેષ સ્પષ્ટ રૂપથી જોઈ રહી.

બીજે દિવસે પ્રાતઃકાળે જ્યારે તે ઊઠી, ત્યારે તેનું હૃદય પૂરી રીતે નિર્મળ બની ગયું હતું. તેના મનમાં અભિમાન હતું; સ્વામીએ આટલા બધા દિવસોના પ્રેમનું અપમાન કર્યું હતું, એ વાત તેના મનમાં હતી; છતાં તેના હૃદયની અંદર આત્મબલિદાનની એક પ્રબળ આકાંક્ષા જાગ્રત થઈ આવી. તેણે સંકલ્પ કરી નાંખ્યો: સ્વામીના વિચારપથમાં કંટક બની તેમની ઉત્તરાવસ્થામાં કષ્ટ નહિ જ આપું. તેમનાં ચરણોમાં પોતાનું બલિદાન આપીને પણ તેમને પ્રસન્ન કરવા માટે તે સર્વ રીતે તત્પર બની. તે દિવસ સંધ્યાકાળે પતિ સાથે કજિયોકંકાસ કરી પોતાને અત્યંત કઠોર બનાવી દીધી હતી, એની લજ્જાએ એને સાવ નમ્ર બનાવી દીધી.

તે દિવસે પ્રભાતે કંઈ વાતચીત ન થઈ. બીજે પહોરે એકાએક સુબોધ કોર્ટમાંથી ઊઠી લીલા અને તેના સ્વામીને પોતાની સાથે લઈ ઘેર આવ્યો. માલતી આ સમયે દીવાન-

ખાનામાં બેઠી બેઠી એક પુસ્તક વાંચી રહી હતી. એ ત્રણે જણાંને આમ અકસ્માત્ ગંભીર ભાવે ઘરમાં આવતાં જોઇને માલતીને શંકા પડી, ને તેણે પૂછ્યું: "શી વાત છે? તમે લોકો અકસ્માત્ આ સમયે અહીં ક્યાંથી? નલિન પણ સાથે આવ્યા છે! વાત શી છે?"

સુબોધે કહ્યું—"વાત બહુ મોટી છે. કાલે રાત્રે પિતાજીએ ફરીદપુરના પેલા મુનસફને તાર કર્યો છે, તે જોવા માટે આવ્યાં છીએ. તેનો ઉત્તર આવી ગયો છે. વાતચીત એકદમ પાકી થઈ ગઈ છે, એમ માલમ પડે છે. અરે! એટલે સુધી સાંભળ્યું છે કે પરમ દિવસે તો તે લોક જોવા માટે પણ આવવાના છે."

માલતીએ આંખો પરના ચશ્મા ઠીક કરતાં પ્રથમ સુબોધના મુખ તરફ જોયું, પછી લીલાના મુખ તરફ, અને તે પછી નલિનના મુખ તરફ જોયું. પછી કહ્યું—"હં, તો શી વાત છે?"

લીલા ગરજી ઊઠી—"વાત શી છે? Mummy don'tbe a fool! (મા, મૂરખ ન થા!) આ લગન કદીય ન થવા દેવાય."

માલતીએ કહ્યું—"કઇ રીતે? કેમ કરીને?"

સુબોધે કહ્યું—"એ વાત કહેવા તો અમે આવ્યાં છીએ. મેં અને નલિને આ વિષયમાં સારી પેઠે વિચાર કર્યો છે. ઇલાની વય પંદર વર્ષથી ઉપર થઈ ચૂકી છે. અત્યારે તે પિતાજીની સંમતિ લીધા વિના પણ વિવાહ કરી શકે છે. અમારા વકીલોમાં યતીશ મિત્ર છે—a fine chap (ફાંકડો જવાન) છે. તેની સાથે વાતચીત કરીને અમે તેને

રાજી કરી લીધો છે. અમે ખૂબ ગુપ્ત રીતે તેની સાથે પ્રજ્ઞાનાં સિવિલ મેરેજ કરી દેશું. આમ થતાં પિતાજી એકવાર અચ્છી રીતે બની જશે."

માલતીના હૃદયમાં એકદમ જ્વાલા ભભૂકી ઊઠી. આ છોકરા અને છોકરીથી પોતાના સ્વામી સંતુષ્ટ નથી, તેમાં વિચિત્ર વાત શી છે! સુબોધ અને લીલાની વાતો સાંભળી તેના હૃદયના મર્મ ભાગોમાં આઘાત થયો. પોતાના સ્વામીના હૃદયનાં ભીતરી દુઃખનો આજે તેને પ્રથમવાર અનુભવ થયો. તોપણ તેણે શાંતભાવે કહ્યું: "તમે જાણો છો કે એથી તમારા પિતાજીને કેવું ભયંકર દુઃખ થશે."

સુબોધ બોલ્યો: "બેચાર દહાડા જરા નારાજ રહેશે, પછી બધું ઠીક થઈ જશે."

માલતી બોલી: "પરંતુ જો બધું ઠીક ન થાય, અને જો આ અપમાનને કારણે તે આપણ સૌને ઘરની બહાર કાઢે, તો શું થશે?"

લીલાએ કહ્યું—"Nonsence (છટ)! પિતાજીને જો એટલો ક્રોધ હોત ને, તો આજે હું તો ભિખારણ બની ભૂખે મરી જાત. મા! એવી બીક જ ન રાખ."

માલતીને વિશેષ ક્રોધ ચડચો. તેણે કહ્યું—"એકવાર એમણે ક્ષમા આપી છે, એટલે શું તે વારંવાર ક્ષમા જ આપતા રહેશે, એ તે કેવી વાત? જરા બધી બાજુ નજર કરીએ. માની લો, એમણે બધાંને ઘરથી જુદાં કાઢચાં, અને માસિક સો અથવા બસો રૂપિયા ખર્ચના પણ આપ્યા. કહો તો શું થશે?"

નલિન આટલી વારે બોલ્યો—"જુઓ, આવું ભવિષ્ય

વિચારવા માટે આમ ઉતાવળિયા થયે જરૂર કામ ન સરે. આ એક વિપદ દૂર થતાં જ બાકીની વાતોનું જોયું જશે."

માલતીએ કહ્યું—"વખત થોભી જશે, ખરું ને? વળી, માની લો, એમણે કંઈ શિક્ષા ન પણ કરી; તોપણ એમના હૃદયને ભારે દુઃખ થશે તે તો સમજી શકો છો ખરાંને? એમ કરવું શું ઉચિત છે?"

લીલા હસી પડી: "મા, મને લાગે છે. તું બહુ sentimental (ઊર્મિલ) બની ગઈ છે."

માલતીએ એકવાર કઠોર નજરે લીલા તરફ જોયું, અને પછી શાંત ભાવે કહ્યું—"તુંયે થોડી સેન્ટીમેન્ટલ છે. વિવાહ કેવી રીતે થઈ રહ્યા છે, વર કેવો છે—કંઇ જાણુંબૂઝવું નહિ, અને બસ, વ્યર્થ, ઇલાનાં દુઃખથી તારું હૃદય રડી ઊઠયું! છોકરો શું કરે છે તે જાણે છે?"

સુબોધે કહ્યું—"ફાવે તે કરતો હોય; આખરે છે તો મુનસફનો છોકરો કે બીજું કંઈ? તમારી ઇલા શું મુનસફને ઘેર જઈ ચૂલોચોકો કરવા લાયક છે?"

માલતી સૂકું હાસ્ય કરતાં બોલી:—"આ હાથે મેં પણ ચૂલાચોકા કર્યા છે. શરૂઆતમાં ઘણા સમય સુધી તારા પિતા કંઈ બહુ મોટા માણસ નહોતા. વળી મુનસફને ઘેર ચૂલોપાણી કરવાં જ પડે છે, એવું શાથી માન્યું? અને છોકરાના પિતા મુનસફ જ છે એ તમે સારી રીતે જાણો છો ખરા?"

"અરે હા, ચોક્કસ છે. હું તમને દેખાડી આપું," કહી પિતાની લાયબ્રેરીમાં જઈ સુબોધ એક સિવિલ લીસ્ટ (સનદી નોકરોની યાદી) ઉઠાવી લાવ્યો. એ સિવિલ લીસ્ટ

તપાસી જોયું, તો તેમાં કાલીભૂષણ મુખરજી એડિશનલ જજ નીકળ્યા.

માલતી હસીને બોલી—" ઓહો, મુનસફ તો એડિશનલ જજના દરજ્જા પર જઈ બિરાજ્યા ! અને, છોકરો શું કરે છે તે જાણો છો ?"

લીલા બોલી:—" સાંભળ્યું છે, તે અભ્યાસ કરે છે. લાગે છે, બી. એ. ની પરીક્ષા આપવાનો છે. સુબોધ જરા કેલેંડર ( બોધપત્ર ) ઉઠાવીને જોને !"

સુબોધ જઈને યુનિવર્સિટી કેલેંડર ઉઠાવી લાવ્યો. પરંતુ કોઈને છોકરાનું નામ યાદ નહોતું. લીલા ચાલાકી કરી પિતાના ટેબલ પરથી વિઝીટીંગ કાર્ડ ઉઠાવી લાવી, અને બોલી—" સત્યેશચંદ્ર મુખોપાધ્યાય."

પછી, કેલેંડરમાં શોધખોળ ચાલી. જોયું તો એફ. એ. ની પરીક્ષામાં તે દ્વિતીય હતો, અને બી. એ. માં પદાર્થ-વિજ્ઞાન લઈ તે પ્રથમ આવ્યો હતો. માલતીનું મોં ઝગઝગી ઊઠયું. સુબોધ અને નલિન માથું ખંજવાળવા લાગ્યાં.

માલતીએ કહ્યું:—" મિત્ર અહીંથી બી. એ.માં નપાસ થઈને વિલાયત નહોતો ગયો ? તેના પિતા ડેપ્યુટી નહોતા ?"

સુબોધ માથાના વાળમાં આંગળી ફેરવતાં બોલ્યો—" તેથી શું થયું ? વકીલમંડળમાં તે સારી રીતે આગળ ધપી રહ્યો છે. અને વળી તે એક Fine fellow ( ફાંકડો આદમી ) છે."

લીલા બોલી:—" અને જરા આપણા સત્યેશને વધુ જુઓને. મેં તેને જોયો છે. Awkward ( કઢંગો ), ગમાર ! સાવ એક જાતનો કીડો."

નલિને કહ્યું:—" અને તે ઉપરાંત યતીશ અમારા set (ટોળી) નો છે. ઇલાનો વિવાહ અમારા સેટની બહાર થશે, તો તે Like a fish out of water (પાણી બહારની માછલી) જેવું લાગશે."

માલતીએ કહ્યું:—" એ વાત હું કબૂલ કરું છું. પરંતુ એક વાતનો તમે વિચાર કર્યો છે ખરો ? ઇલાની સંમતિ લેવી એ પણ વિચારવા જેવી વાત નથી ?"

સુબોધ બોલ્યો:—" એટલે ? ઇલા શું આ વિવાહમાં સંમત છે ?"

માલતીએ કહ્યું:—" મને ખબર નથી. પરંતુ એકવાર એને પૂછવું જરૂરી છે. તેને ઘણું કષ્ટ ઉઠાવવું પડશે, એમ તમે માનો છો. તો તેને એકવાર પૂછી જોવું ઠીક નહિ થાય ?"

આ વખતે ઇલા સ્કૂલેથી પાછી ફરી રહી હતી. તેના પગનો અવાજ સાંભળીને જ માલતીએ એ વાત કરી હતી. તેણે તરત જ ઇલાને હાક મારી. ઇલા અંદર આવતાં જ માલતીએ તેને પોતાની પાસે બેસાડી પૂછ્યું—" ઇલા, સત્યેશ મુખરજી નામના યુવક સાથે તારા વિવાહની વાત ચાલી રહી છે, તું જાણે છે ?"

ઇલાએ માથું નીચું નમાવી કહ્યું:—" જાણું છું."

" જાણે છે ! તને કોણે કહ્યું ?"

" પિતાજીએ."

બધાં એક બીજાનું મોં જોવા લાગ્યાં. ઇલા પોતાની માતાનો હાથ પકડી બોલી:—" મા, તું મારા પર ગુસ્સો ન કરીશ. મેં પિતાજીને મારી સંમતિ આપી દીધી છે."

માલતીએ તેને પોતાના હૃદય સાથે લગાવી, કહ્યું—"દીકરી ! જરાય ગભરાતી નહિ. હું તો એ સાંભળીને ખૂબ ખુશી થઈ છું."

લીલા ખિજાઈ ઊઠી, બોલી:—"મા, તમે બધાં ગાંડાં થઈ ગયાં છો કે શું ? ઇલા તો હજી બાળક છે. એ શું સમજે ! મોટી વિવાહ કરવા નીકળી છે ! જોયો છે એ ઢોલાને ?"

ઇલાએ પોતાનાં શાંત અને ગંભીર ચક્ષુઓ બહેન તરફ ફેરવ્યાં. તેણે તેનાં ભવાં પર ઝીણી ઝીણી રેખા પણ ખેંચી—તોપણ તે શાંત ભાવે બોલી:—"જોયા છે."

"જોયા છે ! તો એ જીવડા સાથે લગ્ન કરીશ ?"

ઇલાએ શાંત ભાવે કહ્યું:—"કેમ, એમાં શું થયું ? દેખાવમાં એ મિસ્ટર ઘોષ કરતાં કંઈ બૂરા નથી." એના હૃદયમાં એ એક તીવ્ર ઉદ્વેગની જ્વાળાનો અનુભવ કરી રહી હતી.

લીલા ગરજી ઊઠી:—"વાહરે ! નલિન બદસૂરત ! સત્યેશ મોટો સુંદર ! વાત સાવ સાચી !"

પણ સુબોધ તેને રોકીને બોલ્યો:—"જો ઇલા, તું હજી નાની છે, કંઈ સમજતી નથી. આ વિવાહ થશે, તો તારે શું શું કરવું પડશે, તે જાણે છે ?"

ઇલા બોલી:—"હું નથી જાણતી. પણ પિતાજી તમારા કરતાં વધારે જાણે છે."

સુબોધ બોલ્યો:—"પિતાજીની વાત મૂક. તે તો રાત-દિવસ અમારી નિંદા જ કર્યા કરે છે. તું રાંધી શકશે ? તું રસોડામાં અબોટ કરી શકશે ? એ લીંપણ પર કેળનાં

પત્તાંની પતરાળી મૂકીને ભાત ખાઈ શકશે ? સસરાના હાથનાં અડેલાં ભાતશાક એ પત્તાંમાં તું જમી શકશે ? અંદર પુરાઈને સાત હાથનો ઘૂમટો કાઢીને રહી શકશે ? ગાંડી ! એમ ઝૂલી ઝૂલીને કહી દેવું ઠીક નથી. આ લગ્નનો અર્થ શો ? જરા વિચાર કર, જોઈએ."

ઈલા જરા હસીને બોલીઃ— એ બધું કરી શકું છું કે નહિ, તે જોઈ લેજો." અને ઉમેર્યુંઃ "પણ મોટાભાઈ! તમને કોણે કહ્યું, મારે એ બધું કરવું પડશે ?"

"કરવું નહિ પડે ? પ્રત્યેક હિન્દુના ઘરમાં એ બધું કરવું પડે છે. વળી એ 'સદરઆલા'ની જાત ! કૃપણતાની પરિસીમા !"

"તમે પણ હિન્દુ તો છો. લાગે છે, વિલાયત જઈ આવીને તમે વધારે શુદ્ધ થઈ આવ્યા છો. વિવાહ થઈ ગયા પછી, એમને પણ શુદ્ધ કરવા લઈ જજો."

"ખૂબ કરી ! એ મુનસફસાહેબ સત્યેશને વિલાયત મોકલશે ખરા !"

"અને કદાચ એમણે પોતે જ વિલાયત મોકલવાની વાત કરી હોય તો !"

માલતી બોલીઃ "એમ ત્યારે ? વાત એવી છે ?"

"હા મા, એ વિલાયત જવા તૈયાર છે ફક્ત—" આટલું કહી ઈલાએ માથું નીચે નમાવી લીધું.

સુબોધ એક સિગારેટ હાથમાં લઈને અત્યારસુધી તેને નચાવી રહ્યો હતો. હવે તેણે તે સળગાવીને પીવાની શરૂઆત કરી. ધુમાડાના ગોટા નીકળવા લાગ્યા. ઘોષસાહેબ ઊઠીને તેની નજીક ગયા. સુબોધે પોતાની સિગારેટ કેસ તેની

સામે ધરી. મિ. ઘોષે તેમાંથી બે સિગારેટ ઉપાડી—એક પોતે લીધી અને બીજી લીલાને આપી. ત્રણે જણા ચુપચાપ સિગારેટ પીવા લાગ્યાં ચારે બાજુ ધુમાડાના ગોટે ગોટા છવાઈ ગયા. માલતીએ ઇલાને ઉપર મોકલાવી દીધી. પોતે પણ કપડાં બદલવા માટે ચાલી ગઈ.

ઘોષે કહ્યું—" I say, Subodh ! that's a knock down blow ( અલ્યા સુબોધ ! આ તો ભારે પછાડ પડી ! ) "

સુબોધ બોલ્યો: " જે હોય તે, હું તે બિલકુલ પસંદ કરતો નથી. વળી It was unspeakably of dad to let us down like this. ( બાબા આપણને આમ છેક ઉતારી પાડે, તે તો તેમની ભારે નીચતા છે. ) છોકરો જો એટલો બધો સારો છે, જો આટલે સુધી ગોઠવણ થઈ ગઈ છે, તો આમ કહેવામાં મારો દોષ શો ? "

લીલા બોલી—" It is mean. ( તદ્દન નીચ ). બીજું ગમે તે કહો, પણ હું તેને કોઈ રીતે પસંદ કરતી નથી. મેં તો એને જોયો છે તે એક અજબ જાનવર છે."

આ રીતે વાતચીત કરતાં સિગારેટ સમાપ્ત થઇ ગઈ, અને તેઓ ભોજનના ઓરડામાં જઇ બેઠાં. અહીં માલતી અને ઇલા આવી પહોંચતાં ખાનસામો ચા મૂકી ગયો.

માલતીએ કહ્યું—" સુબોધ, તમારો બધો પ્લોટ છૂ થયો. હવે યતીશ મિત્રને કઈ રીતે સમજાવશો ? બિચારાનું હૃદય તૂટી જશે. "

સુબોધ ખૂબ ચિડાઇને બોલ્યો—" He won't care a two pence for a silly girl like that !

( આના જેવી ઉલ્લુ છોકરી માટે એને બે બદામનીયે પડી નથી. ) "

બરાબર આ વખતે ચેટરજીસાહેબની ગાડી આવ્યાની ઘંટડી સંભળાઈ. તે આજે જલદી ઘેર પાછા આવ્યા હતા. આવતાંની સાથે જ ભોજનના ઓરડામાં દાખલ થઈ બોલ્યા —" તમે બધાં અહીં છો, એ ઠીક થયું. ઇલાના વિવાહ સત્યેશ સાથે નક્કી થઈ ગયા છે. માત્ર ૧૦–૧૨ દિવસની વાર છે. તેટલા સમયમાં બધી ગોઠવણ કરવી પડશે. ઇલા સિવાય તમે કોઇ આ વિવાહને પસંદ નહિ કરો; અને તમે લોકો કંઈ મદદ ન કરી શકો તો મને સાફ કહી દેજો. મારે એકલાએ બધી ગોઠવણ કરવાની હોય તો તમારા લોકો પાસે મારી માત્ર આટલી જ માંગણી છે કે વિવાહ સમાપ્ત ન થાય, ત્યાં સુધી તમે લોકો દાર્જિલિંગ જઇને રહો."

માલતી નીચું મુખ કરીને ચા પીવા લાગી—આજે તેનું હૃદય ફાટી રહ્યું હતું, તેને ડૂમો આવી રહ્યો હતો. ઇલા તેની સામે જોઇ સમજી ગઈ. તેણે નીચું માથું રાખી પિતાને કહ્યું—" પિતાજી, મા કહેતી હતી કે તે બહુ પ્રસન્ન થઈ છે. "

ચેટરજી ક્ષણભર અવાક્ બની ગયા. ત્યારબાદ માલતીની નજીક પડેલી ખુરશી પર જઈ બેઠા; અને બોલ્યા—" માલતી, શું એ ખરું છે ? "

માલતી ટેબલ પર માથું નાખી રોઈ પડી. ચેટરજીએ આદરપૂર્વક તેનું મુખ ઊંચું કરી કહ્યું: " મેં તારી સાથે અન્યાય કર્યો છે. માલતી, મને માફ કર. "

માલતી ચૂપ થઈ ગઈ. ચેટરજીએ કહ્યું—" નલિન ! લીલા ! વિવાહ ન થઈ જાય ત્યાં સુધી તમારે ગેરહાજર રહેવું પડશે. કારણ કે તમારી સાથે વિશેષ માથાકૂટ કરવાથી હિન્દુવિધિ અનુસાર વિવાહ કરવાનું અસંભવિત છે. હું કહું છું, તમે લોકો એકાદ માસ દાર્જિલિંગ જઈ આવો. અને સુબોધ ! તું શું કરવા માગે છે ? તું મને સહાય કરવા તૈયાર છે કે નહિ ?"

સુબોધે કહ્યું: " તૈયાર છું."

[ ૪ ]

વિવાહના એક મહિના પછી સત્યેશ વિલાયત ગયો. પરંતુ તે દરમિયાન એક વિપ્લવ ઊભો થયો. તેને પરિણામે વિલાયતગમન વખતે સત્યેશને અનુભવ થયો કે સંસારમાં તે અને ઇલા એકલાં જ છે.

કાલીભૂષણ બાબુએ પોતાના પુત્ર સત્યેશના વિવાહ મોટા ઘરની પુત્રી સાથે કરી નાંખ્યાં હતાં—ઘણી હોંશથી; પરંતુ કોણ જાણે કયા અશુભ ચોઘડિયે તેમણે ઇલાને જોઇ હતી કે તેમને ઇલા કોઈ પણ રીતે પસંદ આવી નહિ. તેમણે ધાર્યું હતું, કે ઇલાની રહેણીકરણી, આચારવિચાર બધાં મેમસાહેબ જેવાં હશે, અને તે માટે તે તૈયાર પણ હતા. પરંતુ એનો વ્યવહાર એની આંખે ખટકશે, એમ તેમણે ધાર્યું નહોતું.

કાલીભૂષણની પત્નીનો ઘણા સમયથી દેહાંત થયો હતો. લોકોએ તેમને ફરી પરણવા ખૂબ સમજાવ્યા, પણ તેમણે માન્યું નહિ. એક પુત્રી છે—તે વચ્ચેવચ્ચે આવીને એક-બે માસ રહી જાય છે. તેના પતિએ તેને સત્યેશના વિવાહમાં

આવવા દીધી નહિ. પત્નીના સ્વર્ગવાસ પછી પિતા–પુત્ર વચ્ચે એટલી બધી નિકટતા થઇ ગઈ હતી કે સંસારમાં એવી નિકટતા બહુ ઓછી જોવા મળે.

વિવાહોત્સવ સમાપ્ત થઈ ગયા પછી લગભગ ૧૫ દિવસ સુધી સત્યેશ ફરીદપુરમાં રહ્યો. તે દરમિયાન પિતા–પુત્ર વચ્ચેની અગાઉની નિકટતા, અગાઉની પ્રીતિ લોપ થવા પામી અને એક પરાયાપણાનો ભાવ વચ્ચે આવી ખડો થઇ ગયો.

કાલીભૂષણ બાબુની એવી ઇચ્છા નહોતી કે તેમની પુત્રવધૂ તેમની સામે ઘૂંઘટ કાઢીને બેસી રહે. આમ છતાં, તે ખટખટ કરતી, લોકોની સમક્ષ આવી, શેકહેંડ કરશે એવી તો તેણે કલ્પના પણ નહોતી કરી. ઇલા જ્યારે આ રીતે સસરાનું અભિવાદન કરવા આવી, ત્યારે કાલી-ભૂષણ જોરથી હસીને મધુર શબ્દોમાં ભાષણ કરવા લાગ્યા. પરંતુ તેમના હૃદયમાં એક પ્રકારની શંકાએ જન્મ લીધો.

ઇલાનું હૃદય અત્યંત કોમળ હતું. વળી, તે સત્યેશ સાથે સાચે જ પ્રેમ કરતી હતી. સાથેસાથે સત્યેશની સાથે સંબંધ રાખનારા સાથે પણ તે અનુરક્ત થઇ હતી. કાલીભૂષણ બાબુને તે પોતાના પિતાની જેમ ચાહવા લાગી, અને તેમની આગળ બધા લાજસંકોચને દૂર કરીને તેણે બેચાર દિવસમાં જ તેમની દીકરીની જેમ તેમની સાથે આદરસ્નેહ સાંધી લીધા. પુત્રવધૂનો આ પ્રકારનો આદર કાલીભૂષણ બાબુને ઠીક ન લાગ્યો. ઇલાનો પ્રેમ, બંગાલી કુટુંબની કુલવધૂની જેમ માત્ર નીરવ સેવામાં પરિસ્ફુટ થતો નહોતો. તે તો બધે હળતાંમળતાં ચંચલ રૂપમાં પ્રકાશ

પામતો હતો. ઇલા સેવા નહોતી કરતી એમ નહોતું; પરંતુ કાલીભૂષણ જેવા ઓફિસેથી આવતા, કે ઇલા તરત દોડીને તેમની પાસે પહોંચી જતી. બહારની બેઠકમાં આ રીતે બેધડક ચાલ્યા આવવું, એ કાલીભૂષણની નજરે ઉચિત નહોતું. ઇલા આરામખુરસીના હાથા ઉપર બેસી ઝટ કાલીભૂષણના હાથમાંથી પંખો છીનવી પવન નાખવા માંડતી. વળી હાંસીમજાક પણ કર્યે જતી. એક દિવસ કાલીભૂષણ બાબુએ જરા સાહસ કરીને કોઇ એક વાત વિષે કોમળ ભાવે દુઃખ વર્ણવ્યું. ઇલાએ તો તેને એક મજાક માની. તેણે તેમના શરીરને હળવેથી જરા હડસેલો મારી કહ્યું:—" Now don't be naughty; will you? ( જુઓ, હવે અળવીતરા ન થજો હો! થશો શું? ) "

કાલીભૂષણથી હવે સહ્યું ન ગયું. તેમના મુખ પર ઉગ્રતા છવાઇ ગઇ. ઇલા સાથે તેમણે વિશેષ કંઇ વાત ન કરી. ઇલા વ્યથિત બની ગઇ; પરંતુ પોતે શો અપરાધ કર્યો હતો, તે સમજી શકી નહિ. તે તરત જ સત્યેશ પાસે ગઇ, અને બધી બાબત તેને કહી સંભળાવી. સત્યેશ બધું સમજી ગયો, પણ ઇલાને તેણે કંઇ કહ્યું નહિ. પિતાના ઉપર પણ તે સહજ નારાજ થયો. તેમણે ઇલાનું નિર્મળ હૃદય તો જોયું નહિ અને માત્ર ઉપરની વાતોથી નારાજ થઇ બેઠા. સત્યેશે જોયું કે ઇલા દુઃખ પામી રહી છે. એટલે આ વિષે અપ્રિય ઉપદેશ આપીને તેને કષ્ટ આપવું, એ ક્લેશ સમાન તેને લાગ્યું. આથી તેણે ખૂબ ઠાવકાશથી કહ્યું—" પિતાજી સાથે એટલી હદ સુધી ઘનિષ્ટતા વધારવી સારી નથી. "

ઇલાએ પોતાના હૃદયનો સમસ્ત પ્રેમ ઉલેચીને પોતાના શ્વસુર તરફથી જે આઘાત મેળવ્યો હતો, તેથી તે એક પ્રકારે હતાશ થઇ ગઇ. ત્યારબાદ તે પોતાના શ્વસુર પાસે ખૂબ ઓછી જતી. હંમેશ તે સત્યેશ સાથે જ રહેતી. તેની સાથે જ તે સર્વદા વાતચીત, મજાકમશ્કરી, રમતગમત આદિ પ્રેમના અભિનય કર્યાં કરતી. કાલી-ભૂષણ બાબુને આ પણ સારું ન લાગ્યું. આટલી નિર્લજ્જતા તે સહન કરી શક્યા નહિ. તેમને કોઇ કામ હોય, અને કદી સત્યેશને તે બોલાવતા, તો સત્યેશ જેવો આવીને ઊભો રહેતો કે તરત જ ઇલા પણ તેની પાછળપાછળ આવી પહોંચતી, અને સત્યેશનો હાથ પકડીને કે પોતાનો હાથ તેને ખભે નાંખીને ઊભી રહેતી. એમના દેખતાં જ તે સત્યેશની સાથે ઠઠ્ઠામશ્કરી કરતી—આ બધું બહુ આગળ વધેલા હિન્દુના ઘરમાં પણ સસરો સાંખી શકે નહિ.

પંદર દિવસ વીત્યા ન વીત્યા, અને કાલીભૂષણ બાબુને જણાયું કે આ વહુથી ઘર ચાલશે નહિ. વહુએ પણ સમજી લીધું કે સસરાજી સાથે તેનો મેળ નહિ બેસે. સત્યેશને આથી દુઃખ થયું; પરંતુ તે વધારે ચિડાયો પિતા પર—કારણ કે, ઇલા હજી તો નાદાન હતી. જે સમાજમાં તેનું પાલનપોષણ થયું હતું, તે સમાજના હાવભાવ, આચારવિચાર તેનામાં દેખાઇ આવતા હતા. તેથી તેના પર ક્રોધ કરવાની કાંઇ જરૂર નહોતી. ઇલાનું હૃદય જ્યારે આટલું મધુર છે ત્યારે તો પિતાએ ઇલા સાથે આવો વ્યવહાર ન રાખવો જોઇએ.

*

પંદર દિવસ બાદ ઇલાને લઇ સત્યેશ કલકત્તા ચાલ્યો

આવ્યો. અહીં આવીને તેણે જોયું તો કોઈ સાથે તેનો મેળ બેસે તેમ નહોતું.

લીલા માટે તો પ્રથમ મુલાકાતે જ તેના હૃદયમાં એક જાતનો વિદ્વેષ ઉત્પન્ન થયો હતો તે ન ઘટતાં ઊલટો વધ્યો હતો. લીલા એને અવજ્ઞા ને અનાદરની નજરે જુએ છે, એ તેની સમજબહાર નહોતું. રમતગમતનાં 'મિસ' અનેક કડવી કડવી વાતો કહી જતાં, એ બધી વાતોને ગળી જવું એ સત્યેશ માટે કઠણ હતું. ઇલાને તે સત્યેશની સામે જ 'વાંદરાના ગળાંનો મુક્તાહાર' કહીને બોલાવતી, અને વાતચીતમાં સારી રીતે સમજાવતી કે સામાજિક કક્ષામાં સત્યેશ તેના કરતાં ઘણો નીચો છે—પોતે માત્ર કૃપા કરીને જ સત્યેશને પોતાના સમાજમાં દાખલ કર્યો છે. આ વાતોથી સત્યેશનું મુખ લાલચોળ થઈ જતું, પણ તે કશું કહેતો નહિ. ઇલા પણ આ વાતો સાંભળીને શંકિત થઇ ઊઠતી, અને સમય મળતાં જ સત્યેશનો હાથ દાબી કરુણ સ્વરમાં કહેતી—"કહો, તમે નારાજ તો નહિ થાઓને? બહેનની વાતો પર કોણ ધ્યાન આપે છે? તે તો માત્ર બેચાર દિવસો માટે છે. તમે પાછા આવી જશો, એટલે આપણે તદ્દન સ્વતંત્ર થઇ જશું." આવી આવી અનેક વાતો કહી તે સત્યેશને શાંત કરવાની ચેષ્ટા કરતી.

એ ઘરમાં માલતીનું પણ કંઇ વ્યક્તિત્વ હતું, એવું સત્યેશને જણાતું નહિ. સત્યેશની તેની સાથે બહુ સાધારણ વાતચીત થતી. સ્નેહ કરતાં સૌજન્યનો જ તેમાં વિશેષ ભાવ દેખાઇ આવતો. માલતી દેવીમાં સૌજન્યનો અભાવ નહોતો, પરંતુ તેની સહૃદયતા છેક છેવટ સુધી સત્યેશ જાણી શક્યો નહિ.

સુબોધ અને અન્ય બાળકો એક જ પ્રકારનાં હતાં. લીલાની જેમ તેઓનો સત્યેશ પર કોઇ આક્રોશ નહોતો. ત્યારે પોતે સત્યેશ કરતાં ઊંચી શ્રેણીના છે, એવો તેમનો વિશ્વાસ કઇ રીતે તેઓ દૂર કરી શકે? સુબોધ સત્યેશ તરફ અનુગ્રહ તથા એક જાતની વિશિષ્ટ સહૃદયતા પ્રગટ કરવા માટે અનિચ્છુક નહોતો, પરંતુ સત્યેશ ગર્વનું એ દાન ગ્રહણ કરવા માટે બિલકુલ તૈયાર નહોતો. સત્યેશની આંખ સાથે તેની આંખ મળી જતાં કેટલીક વાર તે સાચી વાત કહેવા તૈયાર થઇ જતો, પરંતુ મનમાં તે સંસારની કોઇ પણ વ્યક્તિથી પોતાને હલકો સમજતો નહોતો. અને જ્યાં સહૃદયતા ઉચ્ચાસન પર અધિષ્ઠિત થઇને અનુગ્રહનું વિતરણ કરવા ચાહતી, ત્યાં સત્યેશ કોઈ પણ રીતે હાથ લંબાવવા માટે તૈયાર થઇ શકતો નહિ.

ચેટરજીસાહેબ સાથે સત્યેશનું મળવુંહળવું અને વાતચીત બહુ થોડાં થતાં હતાં. તેમનું કામકાજ એટલું વધારે હતું કે ઘરના માણસો સાથે વાતચીત કરવાનો બહુ ઓછો અવસર તેમને મળતો. આજ સુધી સત્યેશને તેમની સાથે જેટલી વાર મળવુંહળવું થયું, જેટલી વાતચીત થઇ, તે જોતાં તે ખરાબ જણાતા નહોતા. પરંતુ આ છેલ્લા થોડા દિવસમાં, તેમની વાતચીતમાં અને વર્તનમાં મોટું અંતર આવી ગયાનું તેણે સાફ જોઇ લીધું. દરેક કામના સંબંધમાં તેમનો એક વિશેષ દૃઢ મત જણાઈ આવતો. ગમે તે વિષય હોય, પણ ચેટરજી તેની આગ્રહ-ભરી સમાલોચના કરતા; અત્યંત દક્ષતા સાથે તેવા વિષયમાં પોતાનો થોડો ઝાઝો મતામત પ્રગટ કરતા. આટલું

જ, બાકી, તે પોતાનાં કોર્ટનાં કામકાજ સિવાય બીજા કોઈ પણ કામમાં રોકી શકતા નહિ. મનમાં ગમે તે હોય, પણ તેને કાર્યના રૂપમાં પરિણત કરવા માટે જે ઉત્સાહ અને ઉદ્યમની જરૂર છે, તે તેમનામાં બિલકુલ નહોતાં. મત અનુસાર કાર્ય કરવાની ઇચ્છાનો તેમનામાં અભાવ નહોતો: તે એટલે સુધી કે મહીનામાં એકવાર તે ઘણુંકરીને પોતાના જીવનને મૂલગામી સંસ્કાર આપવાનો સંકલ્પ કરતા હતા. પરંતુ કદાચિત્ ઊંડા ઝોકમાં આરંભેલું એવું કાર્ય શરૂઆત પછી ભાગ્યે જ આગળ વધી શકતું. એક પ્રકારની આળસ અને ઉદાસીનતા દરેક કાર્યને આખરે ગ્રાસ બનાવી લેતાં.

ઇલાના વિવાહ ચેટરજીસાહેબના જીવનનું એક મહ કાર્ય હતું. એમાં તેમણે પોતાના મનને ખૂબ જાગ્રત રાખ્યું હતું; છતાં વિવાહ થઇ ગયા પછી પૂર્વવત્ ભોજનના મેજ પર બેસીને તીવ્ર આલોચના ઝાડવાની તેમણે શરૂઆત કરી દીધી. સંસાર સંબંધી તેમના બીજા બધા સંબંધ છૂટી ગયા. ત્યાં સુધી કે જે સત્યેશ સાથે વિવાહ અગાઉ તેમણે ખૂબ ઉત્સાહ પ્રગટ કર્યો હતો, જેને ખાતર કુટુંબના બધા માણસોનો સંબંધ છોડવા પણ પોતે તૈયાર થઇ ગયા હતા, તેના સંબંધમાં પણ વિવાહ પછી કંઇ જ ચિંતા કે આગ્રહનો પરિચય તેમણે આપ્યો નહિ. વળી, શ્વસુરગૃહે એવી કોઇ વ્યક્તિ નહોતી, જેના તરફ સત્યેશ ખાસ કરીને આકર્ષાઇ શકે. આથી, વિવાહ પછી સત્યેશને એમ લાગ્યું કે સંસારમાં તે અને ઇલા એકલાં જ હતાં. આ વખતે એ ચિંતા તેને વિશેષ કષ્ટકારી લાગી નહિ; કારણ કે, જીવનની આ સ્થિતિમાં

લોકો એકલા પડવાની કામનાને એક ખાસ વિષય બનાવી લેતા હોય છે. પરસ્પર એકબીજા તરફના આકર્ષણના હિલોળામાં તેઓને સંસાર એક પ્રકારના અંતરાયરૂપ જણાતો હોય છે. કયાંયે કોઇ ન હોય, અનંત શૂન્યમાં બિલકુલ બે જ પ્રાણી રહે, એ જ તેઓને સારું લાગતું હોય છે. આથી જ સત્યેશ પણ આ સ્થિતિમાં વિશેષ દુ:ખી થયો નહિ. તેણે ઇલાને પોતાની નજીક ખેંચી અને પ્રગાઢ ભાવે ચુંબન કર્યું. મનમાં જ તે વિચારવા લાગ્યો—" હું અને તું: આપણે એકલાં જ આપણી જીવનનૌકાને કાળના મહાસાગરમાં તરાવી જશું. એ જ ઉત્તમ છે."

અને એ જ રીતે તે પોતાની એકલ નાવને મૂકી વિલાયતની સફરે ઊપડી ગયો.

[ ૫ ]

સત્યેશ વિલાયતથી મૂછો સાથે પાછો આવ્યો, એ વાત વિશેષ ધ્યાનમાં લેવાજોગ છે. કારણ કે, એમાં એક તથ્ય રહેલું છે. વિલાયત જતાં મૂછો પર અસ્તરો ફેરવી લેવાનો જાણે કે એક રિવાજ છે. કારણ કે, ત્યાં આગળ ચારે બાજુ મૂંડેલી મૂછોવાળા વચ્ચે હંસ મધ્યે બક જેવું થાય, એવું અનુમાનીને તે લોકો મૂછ મૂંડી નાંખે છે. આવા વરુભક્ષથી પોતાને બચાવીને જે મૂછો સાથે વિલાયતથી પાછા ફરે, તેઓમાં કંઈ જ ન હોય, તોપણ એક જાતનું સ્વાતંત્ર્ય છે, એક જાતનું વ્યક્તિત્વ છે, એમાં કોઈ સંદેહ નથી. સત્યેશમાં આવું યથેષ્ટ સ્વાતંત્ર્ય હતું.

તે એક વિશેષ પ્રતિષ્ઠા મેળવી સ્વદેશ પાછો ફર્યો હતો. ઈંગ્લંડથી અમેરિકા જઈને એક મોટા મશીનના કારખાનામાં બે વર્ષ સુધી નોકરી કરીને તેણે ખાસ પ્રતિષ્ઠા મેળવી હતી. તે કારખાનાની એક શાખા કલકત્તામાં હતી. તેનું કામકાજ જોઈએ તેવું બરાબર ચાલતું નહોતું. કારખાનાના સંચાલકોએ નિર્ણય કર્યો હતો કે માત્ર દુકાનદારોને માલ આપી વેચાણ કરવાથી કામ ચાલશે એમ નથી. કલકત્તામાં

નિયમિત રૂપે એક શાખા કારખાનું અને મોટી ઑફિસ ખોલીને કારોબાર શરૂ કરવો જોઈએ. મૅનેજરસાહેબ સત્યેશના કાર્યથી સારી રીતે પ્રસન્ન થઈ ગયા હતા; તેથી તેમણે સત્યેશને થોડા મહિના તાલીમ આપીને કંપનીની આ નવી શાખાનો સંચાલક બનાવી મોકલ્યો હતો. સાથે બીજા કાર્યકર્તાઓ પણ આવ્યા હતા. થોડા દિવસમાં જ મેસાચુસેટસ મશીનરી લિમિટેડનો ધંધો હિન્દમાં ચમકી ઊઠ્યો. કારખાનું પણ ક્રમશઃ વિરાટ રૂપ ધારણ કરવા લાગ્યું. પરંતુ આ બધી પાછળની વાત છે.

જ્યારે સત્યેશ આગબોટમાંથી ઓવારે ઊતર્યો, ત્યારે તેને લેવા માટે તેનો પિતા, તેનો સસરો, તેની સાળી લીલા અને ઇલા આવ્યાં હતાં. માલતીદેવી બે વર્ષ ઉપર સ્વર્ગવાસિની થઈ હતી. સત્યેશે માથું નમાવીને પિતા તથા સસરાને નમસ્કાર કર્યા, અને હસતાં હસતાં કેટલોક સમય તેમની સાથે વર્તાલાપમાં વિતાવ્યો. આ સમયે ઇલા તેની પાછળ ઊભી હતી. તેનું સમસ્ત અંગમંડળ પ્રસન્નતાથી ખીલી ઊઠ્યું હતું. પરંતુ સાથેસાથે જ લજ્જાની આંધીએ તેના આખાય વદનને લાલ બનાવી દીધું હતું: થોડી વાર પછી લીલાએ આવી પોતાના પિતાને કહ્યું—"પિતાજી, તમે એકલાએ જ એમને monopolise (એકહથ્થુ) કરી દીધા છે, એ ઠીક નથી; તમારા ઉપરાંત બીજું કોઈ પણ એમને રિસીવ (મળવા) કરવા આવ્યું છે." આટલું કહી, આંખો તીરછી કરી, ઇલા તરફ જોતાં તે સત્યેશને પકડી લઈ ગઈ. ચેટરજી હસવા લાગ્યા. કાલીભૂષણ પણ હસવા લાગ્યા. પરંતુ એ હાસ્ય તેમના હોઠથી નીચે ગયું નહિ,

અને તેમના મુખ પર એક પ્રકારનો અંધકાર ઘેરાઈ ગયો. સત્યેશને ઇલા પાસે ખડો કરી લીલાએ કહ્યું—" લે, આ તારો આસામી."

ઇલા જરા લજ્જિત ભાવે સત્યેશના વક્ષઃસ્થલ તરફ વધી, અને તેની સરસી થઈ પોતાનું મુખ તે તરફ કર્યું. સત્યેશ પણ લજ્જાથી લાલ બની ગયો; પરંતુ લજ્જા છોડી, ત્યાં હાજર રહેલી એકાદ વ્યક્તિની સામે, ઇલાને તેને ચુંબન કરવું પડયું. ચુંબન કરીને તે વ્યસ્ત ભાવે પોતાનું સામાન જોવામાં રોકાયો. ત્યારબાદ બીજા કોઈની સાથે એને વાર્તાલાપ થયો નહિ. સત્યેશ ખટ કરીને ગાડીમાં બેઠો.

'Stop thief ( પકડો ચોર ),' કહી સત્યેશની પાછળ દોડી રહેલી લીલા, ઇલાને બાજુએ કરી, હસતી હસતી ગાડીમાં બેસી ગઈ. ચેટરજી અને કાલીભૂષણ બાબુ પોતપોતાની ગાડીમાં અલગઅલગ ગયા. સત્યેશ તેની પત્ની તથા સાળી સાથે સંકોચથી બેસી રહ્યો. અને તેનો સંકોચ ત્યારે જ દૂર થયો, જ્યારે એકાંતમાં ઇલા સાથે તેનું મિલન થયું.

તે સમયે રાત ઘણી વીતી ચૂકી હતી. ચેટરજીસાહેબના બંગલામાં જ, એક સુસજ્જિત ઓરડામાં તેનું મિલન થયું. સત્યેશ માટે બાલીગંજમાં એક સ્વતંત્ર બંગલો રખાયો હતો, અને ખુદ ઇલાએ જઈને પોતાને મનગમતો સામાન તેમાં સજાવ્યો હતો, પરંતુ આજે તેને અહીં જ રહેવાની ગોઠવણ થઈ હતી.

સત્યેશ સવારથી જ મનમાં વિચારી રહ્યો હતો, કે ઇલાને કઈ રીતે આ વિલાયતી બેશરમીમાંથી છોડાવવી!

તેણે ઘણી કલ્પનાઓ અને વિચાર કરી રાખ્યા હતા; પરંતુ જ્યારે ઇલા કપડાં બદલીને આવી, અને તેના ગળાને વીંટળાઈ પડી તેના દિલ ઉપર માથું નાંખી રોઈ પડી, ત્યારે તેના બધા વિચારો અને કલ્પના કોણ જાણે ક્યાં ગેબ થઈ ગયા ! ઊલટું, સત્યેશને તેને પોતાના હૃદય સાથે વધુ વિશ્લેષમાં લેવી પડી, અને અનર્ગલ ચુમ્બન કરવાં પડ્યાં—આ સિવાય બીજો કોઈ ઉપાય નહોતો.

થોડી વાર પછી સત્યેશે બન્ને હાથ વડે ઇલાનું મોં ઊંચું કરી કહ્યું: "રડે છે શા માટે, ગાંડી !"

ઇલાએ હસીને કહ્યું—"હું શું જાણું ? સાચે જ, આજે તમને પાસે જોઇને મારાથી રડી જવાય છે—જાણે આ સાચું છે, એવી પતીજ પડતી નથી."

આ વાતનો જે એક માત્ર ઉત્તર હોઇ શકે, તે સત્યેશે આપ્યોઃ

"ખરેખર ! તું મારે માટે આટલી બધી ઘેલી થઇ હતી ? હું તો ધારતો હતો, તને મારે માટે તારા હૃદયમાં કોઇ ભાવના જ નહિ હોય. હું તારી નજીક નહિ હોઉં, એટલે તું ચટચટ બી. એ. અને એમ. એ. પાસ થઈ ગઈ હશે. એ વિચારે હું તો ઇર્ષ્યા કરી રહ્યો હતો. વિરહમાં આમ હોવું, એ કાવ્યશાસ્ત્રને અનુમોદિત નથી."

ઇલા કહે: "વળી કહેવું છે કાંઈ ? અને તમે આટલા સમય સુધી ત્યાં શું કર્યું ? આટલી પરીક્ષાઓ પાસ કરી, એટલાથી ન ધરાયા તે અમેરિકા નોકરી કરવા ગયા ! મેં તો ધારી લીધેલું કે હવે મારી કોઈ જરૂર નહિ

રહે. કોઈ વિલાયતી સુંદરીના ફેરમાં બંગાળી પત્નીની મૂર્તિ તો જાણે ધૂળગજાની !"

"ઓહ ! એ તો મોટી ભૂલ થઈ ગઈ !" કહી સત્યેશ વ્યસ્તતા અનુભવવા લાગ્યો.

ઇલાએ ઉત્સુક થઈને પૂછ્યું: "શાની ભૂલ થઇ છે ?"

"વિલાયત જતી વેળા અનેક યોજનાઓ ઘડી રાખી હતી. તેમાંની એક આ હતી—વિલાયતી સુંદરીઓ સાથે વર્તાલાપ! ઓહ ! મોટી ભૂલ થઇ ગઇ. કામની દોડાદોડીમાં એનો ખ્યાલ જ ન રહ્યો."

ઇલાએ હસીને કહ્યું—"સમજી ગઇ—સમજાઈ ગયું. protest to Much ( તમે કેવો બધો વિરોધ કરો છો ! )"

સત્યેશ બોલ્યોઃ "Protest ( વિરોધ ) શા માટે કરું ? એ તો વળી વધુ લજ્જાની વાત છે કે હું સત્યનો અસ્વીકાર કરું—સ્વીકાર કરવો એ તો ગર્વની વાત છે. વિશ્વાસ ન હોય તો તારા મોટા ભાઇ અથવા મિ. ઘોષને..."

ઇલા પોતાનો કોમળ હાથ સત્યેશના મુખ પર મૂકતાં બોલી—"રહેવા દો, એ રીતે ઝઘડો વધારવો જરૂરનો નથી. હું આટલા સમયથી, આજના દિવસની આશામાં માર્ગ સામે દૃષ્ટિ રાખી બેઠી હતી, તે શું આ ઝઘડા માટે ?"

બધો ઝઘડો પતી ગયો. ઇલા જીતી ગઇ. સત્યેશની જીભ અટકી ગઇ.

ત્રણ ચાર દિવસ પછી સત્યેશ પોતાના પિતા પાસે ઢાકા ગયો. ત્યાં ગયા પછી તેને લાગ્યું કે અહીં ન આવ્યો હોત તો સારું થાત. કાલીભૂષણનું મન પુત્ર પરથી બિલકુલ

ફરી ગયું હતું. જે દિવસે તે વિલાયતથી પાછો આવ્યો, તે દિવસે જૂનો પ્રેમ કંઇક અંશે ઊછળી આવ્યો હતો. પરંતુ તે જ દિવસે ડક્કા પર ઉચ્છૃંખલ સાહેબી રંગઢંગ જોઇને સત્યેશ સાથે કોઇ પણ પ્રકારની બોલવાચાલવાની અથવા સમ્બન્ધ રાખવાની તેને ઇચ્છા ન થઇ. સત્યેશ પોતાના હૃદયમાં એક પ્રકારની વેદના સાથે પિતાને ત્યાંથી પાછો ફર્યો. કલકત્તા આવી પોતાના બંગલામાં ઇલાના હૃદયમાં આશ્રય પામીને જ તેનું હૃદય શાન્ત થયું.

ત્યારબાદ થોડા મહિના સુધી સત્યેશને કઠિન પરિશ્રમ કરવો પડ્યો. એક વર્ષનો ગાળો રાતદિવસ પરિશ્રમ કરીને કારખાનું ઊભું કરવામાં અને તેનો વેપાર વધારવામાં તેણે ગાળ્યો. મેસાચુસેટસ મશીનરી લિમિટેડના મોટા કારખાનાને તથા તેના સંચા આદિની સુંદરતા તથા ઉપયોગિતાને તેણે થોડા સમયમાં જ પ્રસિદ્ધ કરી મૂક્યાં. પરંતુ, આ બધી જમાવટ માટે સત્યેશને એક વર્ષ સુધી રાત ને દિવસ એક કરવાં પડ્યાં. ઘણી વાર તો રાત ને દિવસ તેને કારખાનામાં જ રહેવું પડતું, બાલીગંજ આવવાનો તેને અવસર જ મળતો નહિ.

આ એક વર્ષ દરમિયાન સત્યેશે પોતાના ઘરની કોઇ ખબરઅંતર ન રાખી. ક્યારેક તે ઘેર આવતો, તો તે મોટે ભાગે ઘોર રાત્રિએ. ચાપુચપટી, જેવુંતેવું ખાઇ લઇ તે ભરઊંઘમાં પડી જતો, અને મોંસૂઝણું થતાં તો તે ફરી પાછો કારખાને ચાલી જતો. ઇલા ખૂબ અકળાતી. પરંતુ મોં ખોલીને એનાથી એને કંઇ કહેવાતું નહિ. એક દિવસ તેણે કહ્યું—" કારખાનામાં આપણે માટે એક કવાર્ટર કાં

નથી બનાવડાવતા ? આના કરતાં તો તે સારું. આટલી બધી મહેનત પછી ચાર માઇલની આ સફર કેમ સહેવાશે !"

સત્યેશે હસીને કહ્યું—" તું બચાવ મને. આખો દિવસ સાંચામાં રહી રાત્રે વિચાર કરવા ચાહું છું કે હું માણસ છું-કારખાનાની અંદર રહીને તો હું પણ એક સાંચો જ બની જઇશ."

વચ્ચે વચ્ચે સત્યેશ ઇલાને કારખાનામાં લઇ જતો હતો. તે દિવસે કારખાનાનું કામ એક picnic (જ્યાફત) જેવું બની જતું. પરંતુ એમ તો વરસને વચલે દહાડે થતું. મોટે ભાગે ઘણોખરો સમય તો ઇલા સાથે તેને મળવાનું જ બનતું નહિ.

કારખાનું જ્યારે સારી રીતે જામી ગયું, અને સારી રીતે ચાલવા લાગ્યું, ત્યારે સત્યેશ જરા વહેલો ઘેર આવવા લાગ્યો. અને ઘરની ચારે તરફ તેનું ધ્યાન પહોંચવા લાગ્યું, ત્યારે તેની નજરે જે દશ્ય આવ્યું, તે તેને સારું ન લાગ્યું.

સવારે બંગલા પર ફરતાં તે જોતો, તો તેને જણાતું કે બંગલામાં વિલાયતથી પાછા ફરેલા સમાજના નવરા માણસોનું જાણે કે બજાર ભરાઇ રહેતું. ટેનીસ ખેલવાને બહાને તેઓ ત્યાં રોજ આવતા, અને લગભગ આખો દિવસ ગપ્પાં મારી ચાલી જતા. કોઇ કોઇ તો જમવા ટાણા સુધી ઘલાઇ રહેતા. સત્યેશને આ ઠીક ન લાગ્યું. તેનાં અનેક કારણ હતાં. પ્રથમ તો, પોતાના કામમાંથી બચેલો આ સ્નિગ્ધ સમય તે પૂર્ણપણે ઇલાને આપવા માગતો હતો, પરંતુ આવા લોકોને કારણે તે ઇલાને મળી જ શકતો નહિ.

ઘરમાં મહેમાનો હોય ત્યારે અવશ્ય સ્ત્રી પતિની સામે

નજર ઉઠાવી શકતાં નથી. વળી, આ નવરા જવાનિયા સાથે નિત્ય નિયમની જેમ મળવાનું સત્યેશને ઠીક લાગતું નહોતું —સત્યેશને તેથી ક્રોધ પણ ખૂબ ઊપજતો. તેને મનમાં થતું કે ઇલા તેના પર સાચે જ પ્રેમ કરતી નથી, તેનું હૃદય તેના તરફ સોળ આના ઢળેલું નથી. આવા વિચારના કારણે કોઇ પણ પ્રેમમુગ્ધ યુવક મંગળ અનુભવી શકતો નથી. વળી, આ વહી ગયેલી વિલાયતી મંડળીના આચાર-વ્યવહાર, વાતચીત અને રંગઢંગ સત્યેશને બિલકુલ પસંદ નહોતાં.

એ લોકો સાથે વાત કરવાનું પણ તે પસંદ કરતો નહિ, ત્યારે તેની સ્ત્રી એ જ લોકોની ઘરમાં ભીડ જમાવ્યે રાખતી. પરંતુ સત્યેશને સૌથી વિશેષ ક્રોધ તો એ વાતનો હતો, કે તેણે શિક્ષિત સ્ત્રીના સાહચર્યના જે આદર્શને મનમાં ઘડી રાખ્યો હતો, પણ તે આ મંડળની જમાવટને લીધે જરા માથુંયે ઊંચું કરી શક્તો નહોતો. આખા વર્ષમાં સત્યેશે એકે દિવસ ઇલાની સાથે બેસીને એક પણ પુસ્તક વાંચ્યું નહોતું; પછી, બીજી સાહિત્યચર્ચાની તો વાત જ ક્યાં? અને, સાહિત્ય, દર્શન, વિજ્ઞાન આદિ ઉચ્ચ અંગોની ચર્ચા એ જ સત્યેશનો પ્રધાન અનુભવ હતો.

સત્યેશ દુઃખી રહેતો, પણ કંઈ તેનું ધાર્યું થતું જ નહોતું. ઇલાને એ બાબતમાં સમજાવવાની તેની કંઈ વાર ઇચ્છા થઇ, પણ, 'કહીશ' એમ વિચાર કર્યો છતાં પણ તે કહી શક્યો નહિ. દિવસને ભાગે કોઈ વાર જ્યારે એ બે એકલાં પડતાં, ત્યારે ઇલા સત્યેશ તરફ એટલો બધો આદર તથા પ્રેમભાવ બતાવતી કે સત્યેશ કંઇ બોલી જ શકતો

નહિ. તે આ રીતે પૂર્ણભાવે સત્યેશ આગળ આત્મસમર્પણ કરી દેતી, અને આ આત્મસમર્પણથી સત્યેશનું હૃદય એવી કૃતાર્થતાથી ભરાઈ જતું કે તેવે પ્રસંગે નજીવા વિરોધની વાત ઇલાને કહીને તેને દુઃખી કરવા માટે તેનું મન તૈયાર થતું નહિ. આથી મનનો વિરાગ—હૃદયનું દુઃખ, હૃદયમાં જર હી જતા. અને આ દુઃખ તેના હૃદયમાં અગ્નિ ભડમડાવતું રહ્યું.

જેમજેમ દિવસ વીતવા લાગ્યા, તેમતેમ દુઃખનાં નવાંનવાં કારણો ઉત્પન્ન થવા લાગ્યાં, અને ઇલા તરફનો સત્યેશનો સ્નેહ વિદ્વેષના રૂપમાં પરિણત થવા લાગ્યો. ઇલાના દરેક કાર્યમાં સત્યેશ દોષ જોવા લાગ્યો, અને એ દોષ પણ ધીમેધીમે ફાલતા ગયા. ગુણ તેની નજરે દેખાતા જ બંધ થઇ ગયા.

ઇલા પોતાના સ્વામીનું આ પરિવર્તન જોતી નહોતી, એમ નહોતું. તેણે જોયું હતું કે સત્યેશ હવે પહેલાંની જેમ હસતો નહોતો—બહુ ગંભીર થઈ ગયો હતો. તેના મુખ પર અને આંખો પર એક શાંત અને કલાન્ત ભાવ છાઈ ગયેલો છે, જાણે જગતની કોઇ પણ વસ્તુ તેને માટે આનંદદાયક રહી નથી. ઇલાએ વિચાર્યું—" વધારે પડતા કામને લીધે આમ હશે."

તેણે એક દિવસ અત્યંત વ્યગ્ર થઇને સત્યેશને કહ્યું—" એકાદ માસની રજા લઈ લો, અને ચાલો દાર્જિલિંગ અથવા બીજે ક્યાંક ફરી આવીએ."

આ વાતથી સત્યેશ કંઈક ઉત્સાહિત બન્યો. પરંતુ તરત જ પૂર્વવત્ શાંત ભાવે કપાળ પરના લાંબા વાળોને તે

ડાબે હાથે પાછળ ઠેલતાં બોલ્યો—" શું થાય? દાર્જિ-લિંગમાં પણ એ જ હાયવોય છે."

સત્યેશે આ પ્રકારની નાનીમોટી વાતો સિવાય બીજું કંઈ કહ્યું નહિ. પરંતુ ઇલાએ તેનો પીછો ન છોડ્યો. તેણે કહ્યું—" દાર્જિલિંગ પસંદ ન હોય તો શિમલા, શિલોંગ, અથવા બીજી કોઇ જગાએ જઇએ."

સત્યેશે તદ્દન નિર્લિપ્ત ભાવે કહ્યું—" સાવ કોઇ નિર્જન સમુદ્ર તટવાળા ભાગમાં જઇએ, તો ઠીક થશે. મને લાગે છે, કકસ બજાર ઠીક રહેશે."

ઇલા બોલી—" ઠીક, ત્યાં ચાલો."

" હું તો જઇ શકીશ, પણ તું આવી શકશે? ત્યાં society (સમાજ) બિલકુલ નથી. તને એ નિર્જન સ્થાન ભયાનક લાગશે."

ઇલાએ કંઈ ન કહ્યું. થોડી વાર ચૂપ રહી તે કેક ખાવા લાગી. તેનું મુખ રક્તવર્ણું બની ગયું. તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. મોઢું ફેરવીને તે રડી પડી.

સત્યેશ ગભરાઇ ગયો, તે એકદમ ચકિત થયો. માત્ર ઇલાને સહેજ ચીડવવા જ તેણે આ વાત કહી હતી. તેની ઇચ્છા હતી કે વાત જ નીકળી છે, તો એકવાર આ તે કરી નાખું. ઇલા જો કાંઇ જવાબ આપત, તો બધી વાતો ખુલ્લી થઇ જાત, અને થવાનું હોત તે થાત. પરંતુ ઇલાએ તો સ્ત્રીજાતિના અમોઘ અસ્ત્રનો પ્રયોગ કરીને સત્યેશના આક્રમણના સારાયે વ્યૂહને ધૂળભેગો કરી નાખ્યો. સત્યેશે ઉદ્વિગ્ન થઇને કહ્યું—" કેમ ભલી! રડે છે શાદને? ખરું

કહું છું, ત્યાં તને સારું નહિ લાગે. ઇચ્છા હોય, તો ચાલ, જોઇ લેજે."

આત્મસંવરણ કરી ઇલાએ મહાકષ્ટે પોતાની જાતને આવરી અને મોં ફુલાવી કહ્યું—'ગમશે.'

સત્યેશ નિરુત્તર બની ગયો. તેણે ધાર્યું હતું કે ઇલા માન ખાશે, ક્રોધ કરશે, એટલે ઇલાના તેના ઉપર જેટલા અત્યાચાર છે, જેટલા અન્યાય છે, તે પકડી લઇ બેચાર વાત સંભળાવી દઇશ. પરંતુ આખી બાજી ફોક ગઈ. આંખોમાંથી જલવર્ષા કરીને ઇલાએ બધો મામલો ઠંડો પાડી દીધો. સત્યેશને પણ મામલો ઠીક કરવો પડ્યો.

[ ૬ ]

એક માસની મધુચંદ્રિકામાં સત્યેશ અને ઇલા પરસ્પર અત્યંત આકૃષ્ટ થઈ ગયાં, એ નિઃસંદેહ છે. પરંતુ સત્યેશે એક ભૂલ કરી. આનંદના આ સમયમાં જો તેણે પોતાના મનના સઘળા ક્લેશ કાઢી નાખ્યા હોત, હૃદયને ખૂણે ખૂણે રહેલો મેલ ઝાડી ઝૂડીને બહાર કાઢ્યો હોત, તો જીવનભરને માટે આ ઝગડાનો અંત આવી જાત. પરંતુ ભૂતકાળની વાત ઉપાડી, વર્તમાનના સુખસ્વપ્નમાં નઠોર થઈ ભંગ પાડવા સત્યેશ બિલકુલ તૈયાર નહોતો. તેને એવો ખ્યાલ થઈ ગયો હતો કે ભૂતકાળ તદ્દન સમાપ્ત થઈ ગયો છે—તે મરી ગયો છે, તે ફરીથી નહિ આવે.

પરિણામ એ આવ્યું કે ઝગડાનું બીજ હૃદયના કોઈ-એક ખૂણામાં રહી ગયું. ઇલા પોતાના સ્વામીને સમજ્યા છતાં ન સમજી. સત્યેશ—એનો સ્વામી એની પાસે શું ચાહતો હતો, તે તેણે તેને મોં ખોલીને આજ સુધી કદી કહ્યું નહોતું. ઇલા પાસે પણ એવી કંઈ અંતર્દષ્ટિ નહોતી કે તે સત્યેશે કહ્યા વગર તેને સમજી શકે. બન્ને જણાં આ રીતે એ બધી વાતોને વિશે કંઈ સમજ્યાંબૂઝ્યાં નહિ.

આ ઠીક ન થયું. ઇલાનો જે અપરાધ હતો, તે માટે ઇલાના સ્વભાવ કરતાં તેની અનભિજ્ઞતા જ અધિક જવાબદાર હતી. જેને એનો સમાજ 'સોસાયટી' તરીકે ઓળખે છે, તેમાં ઇલાને ખૂબ આનંદ મળતો હતો, એમ પણ વાત નહોતી. સોસાયટીમાં તે ભળતી હતી, અને સોસાયટી તેની પાસે જે વળતી આશા રાખતી, તેને તે સત્કારતી પણ ખરી. દસ જણના મનની વિરુદ્ધ કોઇ વાત કહેવાની કે કરવાની શક્તિ કે અભ્યાસ તેનામાં નહોતાં. સત્યેશને તે પ્રાણથી અધિક ચાહતી હતી. સત્યેશ જ્યાં સુધી તેની નજીક રહેતો ત્યાં સુધી તેનું જગત પ્રકાશથી ભર્યુંભર્યું રહેતું, અને સત્યેશ ને તેની વચ્ચે અવગુંઠન પડતું ત્યારે એ જગત અંધકારપૂર્ણ બની જતું. પરંતુ આ વાતનો તે સ્વીકાર કરતી નહિ. વળી તેના પ્રેમનો આવેગ કંઈ એવું જ કરી બેસતો, કે તે સમાજની આંખે તરત જ આવી જતી. આ ભયને કારણે તે લોકો આગળ પોતાને ખૂબ દબાવી દબાવીને ચાલતી. સ્વામી તરફ સ્ત્રીનો કેવો વ્યવહાર લોકો પસંદ કરે છે, તે આદર્શ તે પોતાની મોટીબહેન લીલામાં જોતી હતી. વળી, લીલાની સોસાયટીમાં તેને કોણ ચાહતું નહોતું? લીલાનો પતિ જોકે અવશ્ય લીલાની પાછળપાછળ સદા ફર્યા કરતો હતો, છતાં લીલા બીજા લોકોના સંસર્ગ વખતે તેના અસ્તિત્વનેય ભૂલી જતી. આ વાત ઇલાના સ્વભાવથી વિરુદ્ધ હતી. દસ જણની હાજરીમાં પણ તે પોતાની આંખો સત્યેશ પરથી ફેરવી શકતી નહિ. સત્યેશની વાતો સાંભળવા માટે તેના કાન એવી રીતે જાગતા થતા કે તે બીજાની વાત સાંભળી શકતી જ નહિ. તેના બંધુબાંધવ અને સ્નેહીસમાજમાં બેસીને તે

ગપસપ ને આમોદપ્રમોદ કરતી હોય અને તેવે સમયે સત્યેશ આવી પહોંચે, તો ઇલાનો બધો વાર્તાલાપ અટકી પડે, તેનું બધું ધ્યાન સત્યેશ તરફ ઝૂકી જાય—આ વાત સૌ કોઈ જાણતું હતું.

પહેલાં તો ઇલાની આ રીતભાત વિશે ખૂબ ચર્ચા થયેલી. તેનો ભાઈ સુબોધ, બહેન લીલા વગેરે તેની મજાક ઉડાવતાં; અન્ય મિત્રમંડળી પણ તેમાં સૂર પૂરતી. તેઓ કહેતાં—"વિવાહ કરીને સત્યેશે આ રીતે ઇલાને monopolise (એકહથ્થુ) કરી લીધી છે, તે ઠીક નહિ."

ઇલાને આનો જવાબ દેવો પડતો. સત્યેશને પોતા પર એકાધિપત્ય કરવાનો અધિકાર છે, અને તે કરવું સ્વાભાવિક છે, એ વાત શરમ મૂકીને કહેવાનું સાહસ ઇલામાં નહોતું. એ વાત એના મનમાંયે ઉગતી નહિ, કારણ કે ઉચિત-અનુચિતની બાબતમાં ચારેબાજુના દસ માણસોના મતને અંધભાવે સ્વીકારી લેવાનો તેનો સ્વભાવ બની ગયો હતો. જો તેની સામેના અન્યાયવિરુદ્ધ કોઈ દૃઢ ભાવે બોલતું, તો તે તેના નેતૃત્વ હેઠળ વિદ્રોહી દળને સાથ આપવામાં અટકતી નહિ. આથી, જ્યારે તેના પિતાએ આખા કુટુંબના મતથી વિરુદ્ધ પડી તેના વિવાહની ગોઠવણ કરી, ત્યારે તે સહેજે પિતાના નેતૃત્વ હેઠળ અન્યાયવિરુદ્ધ ઊભી રહી શકી—પરંતુ પોતાના બળ પર—પોતાના પગ ઉપર—ઊભા રહી, દસ જણના મતની સામે તે જુદ્ધજંગ માંડી શકતી નહિ.

આથી, આના જવાબમાં, સત્યેશે તેને monopolise (એકહથ્થુ) કરી લીધી છે એ વાતનો તે દૃઢતાપૂર્વક અસ્વીકાર કરતી, અને આચારવ્યવહાર દ્વારા એવું દેખાડવાની

ચેષ્ટા કરતી કે તે અને સત્યેશ પ્રચલિત આદર્શથી વિરુદ્ધ આચારનાં નહોતાં—પછી ભલેને લોકો ધારે કે તે બન્ને એક-બીજામાં મસ્ત છે. આથી તે ખાસ કારણે લોકોમાં ભળતી-કરતી રહેતી. એ લોકોને ખાતરી કરાવી આપવા તે સૌને પ્રભાતે ટેનીસ રમવાનું આમંત્રણ દેતી, અને તેઓની સાથે આખો દિવસ ગુજારતી.

સત્યેશનું આગમન થતાં જ ઇલાનું મન જે રીતે ઉદ્‌ભ્રાંત થઇને તેના તરફ ખેંચાઇ જતું, તેને ઇલા કોઇ પણ રીતે રોકી શકતી નહિ. સોસાયટીમાં આ કારણે તેની મજાક ઊડતી. સત્યેશના આગમન સાથે જ તે લોકો બોલી ઊઠતા: “લો ખેલ ખલાસ હવે. ઇલાની સુધબુધ હવે ખોવાઇ જશે.”

ઇલા આ પરિહાસથી અપ્રસન્ન થતી, અને આ વાતની ખાતરી કરાવી આપવા તે ઊથલપાથલ થઇ જતી કે સત્યેશના આગમનથી કંઈ બનતું બગડતું નથી! આ માટે તે ખાસ ચેષ્ટા કરીને લીલાના તેના સ્વામી તરફના વ્યવહારની નકલ કરતી.

સત્યેશ આવી સોસાયટીમાં સારી રીતે ભેળાતો નહિ, તેનાં કારણ હતાં. એક તો, તેના પર કામનો સખત બોજો રહેતો, તેથી આવી નાનીમોટી વાતો માટે તેની પાસે સમય નહોતો. વળી, તે આ લોકોના જેવા સ્વભાવનો માણસ જ નહોતો—તે પરિહાસપ્રિય અવશ્ય હતો, અને મંડળના લોકોને હસાવવામાં તેના જેવી કોઈ બીજી વ્યક્તિ શોધી જડે તેમ નહોતી. પરંતુ રાતદિવસ એકલી મજાક તેને પસંદ નહોતી. વાંચવાલખવાનો જાણે એને રોગ હતો, તેથી આ મંડળીની આંખોને તે કાંટો થઇ ગયો હતો.

સમાજની આ દશ વ્યક્તિઓમાં સત્યેશે પ્રતિષ્ઠા ન મેળવી તેથી ઇલા લજ્જિત બનતી હતી. આથી સત્યેશની પ્રતિષ્ઠાની રક્ષા ખાતર તે દશ જણાને વિશેષ મનોનુકૂળ થઇને ચાલવા ચાહતી.

મૈસૂરથી પાછા ફર્યા બાદ ઇલાએ સાંભળ્યું કે તેની અને તેના સ્વામીની સખત નિંદા થઇ રહી હતી. કામનું તો જૂઠું બહાનું હતું, પોતાના મિત્રવર્ગને છોડી સ્ત્રી સાથે એકાંત આમોદપ્રમોદ કરવા માટે જ સત્યેશે તરકટ રચ્યું હતું—એ વિશે ઇલાના બંધુબાંધવોમાં કોઇ મતભેદ નહોતો. સુબોધે આ વિષયમાં અતૂટ પ્રમાણ ભેગાં કર્યાં હતાં. મંક ફ્રિંડલે કહ્યું હતું કે સત્યેશે ધાર્યું હોત, તો તે ગમે ત્યારે પંદર દિવસની કે મહિનાની પણ રજા એમ ને એમ લઇ શકત. વાત ખરી પણ હતી. સત્યેશે જાણીબૂઝીને એક કામ કાઢીને આખું કાવતરું રચી કાઢયું હતું—એમાં કશો સંદેહ નહોતો. પણ ઇલા દલીલો કરીને એ સિદ્ધ કરવા માગતી હતી કે વાત બિલકુલ ખોટી છે. વાત સાચી હોય કે જૂઠી, પણ ઇલાએ જોયું કે આ મંડળીમાં પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે એણે એ મંડળીનું વધારે પ્રમાણમાં મનોરંજન કરવું જોઇશે. તે સમજી ન શકી કે આમ કરવા જતાં તે ધારે ધારે સત્યેશના વિરાગ અને દુઃખનું કારણ બની રહી છે. કારણ કે, સત્યેશે ક્યારેય એને સ્પષ્ટ રૂપે કશું જ કહ્યું નહોતું.

એક દિવસ બપોરને વખતે એ મંડળીના સભ્યોએ આવી દરખાસ્ત મૂકી—"બોટાનિકલ ગાર્ડન જવા માટે પાંચ પુરુષ અને ચાર સ્ત્રીઓની મંડળી તૈયાર થઇ છે—

તમારા આવવાથી મંડળી પૂરી થશે."

ઇલાએ કહ્યું—" આજે મારે જરૂરી કામ છે."

મિસ મિત્રા નામની એક ટૂંકા કદની યુવતી આ સાંભળીને ખિલખિલ હસી પડી, ને બોલી—" મેં કહ્યું નહોતું? ઇલા કદી આવશે નહિ. પોતાના પતિ વિના તે એકલી થોડી જ આવી શકે છે?"

આ સાંભળી બધાં હસી પડચાં.

ઇલા અપ્રસ્તુત થઇને બોલી—" નહિ, સાચે જ—"

લીલા બોલી—" હા, હા, ખરું નહિ તો ખોટું થોડું જ છે? એ તો કાકસબજાર જવા વખતે મૈસૂર જવાનું જરૂરી થઇ ગયું!"

ઇલા ખૂબ લજ્જિત બની બોલી—" નહિ, મોટીબહેન! સાચે જ આજે મારે જરૂરી કામ છે. એક બહુ જરૂરનું પ્રૂફ જોવાનું છે. કાલે તો તે છપાવાનું છે. આજે તેને છેવટનું . . . .'

કહેતાં જ સુંદર અને સુંદરીઓની મંડળી જોરથી હસી પડી—' એ એ!' ઇલા પણ લજ્જા પામી. તેનો ચહેરો લાલ બની ગયો.

મિસ્ટર વસુ વિલાયતથી જર્નૉલિઝમ ( પત્રકારિત્વ )નું ભણીને આવ્યા હતા. તેણે કહ્યું—" તમારું પ્રૂફ મને આપો. હું સ્ટીમરમાં જ જોઇ આપીશ."

ઇલાએ તેની માગણીનો સ્વીકાર ન કર્યો. પણ આવી સ્થિતિમાં જવાનો ઇનકાર કરવાનો તેની પાસે કોઇ ઉપાય રહ્યો નહિ. તેણે એક વાર જરા ઊલટું પૂછયું—" કોણ કોણ જવાનાં છે?"

મિસ મિત્રાએ કહ્યું—" તે માટે ચિંતા ન કરો. બહુ proper party (યોગ્ય મંડળી) હશે. મારી મા છે. વૃદ્ધ મિસીસ બેનરજી છે. તે બન્ને ખાવાપીવાની ગોઠવણ કરશે; તેઓએ તે ભાર પોતા પર લઇ લીધો છે."

લીલા બોલી: " રહેવા દો, આ બધી વાતોની જરૂર નથી. તું ટેલીફોન કરીને રજા લઇ લે. નહિ તો હું તારા વતી કહી દઉં. હું જાણું છું, તું પૂછ્યા વિના નહિ આવી શકે."

'હિશ,' કહી ઇલા ઊઠીને ઊભી થઇ—" હું કોઇના હુકમની દરકાર કરતી નથી." અંતે એને જવું જ પડ્યું. ગ્રૂફ તેણે સાથે લઇ લીધાં.

સત્યેશ બંગલા પર આવ્યો, ત્યાં સુધી ઇલા પાછી ફરી નહોતી. ઇલાને ન જોતાં સત્યેશને ભારે દુ:ખ થયું. પછી નોકર પાસેથી સાંભળ્યું કે તે બપોરની સત્યેશના અપ્રિય મંડળ સાથે જ ફરવા ગઈ છે, ત્યારે તે ખરેખર ક્રોધથી સળગી ઊઠ્યો: પરંતુ તે કંઈ બોલ્યો નહિ. ચુપચાપ ચા પી, એક પુસ્તક લઇ, તે દરો પર પડી વાંચવાની ચેષ્ટા કરવા લાગ્યો. આ વખતે જ ચેટરજીસાહેબની નવી મોટર બહાર આવી ને ઊભી રહી. તેમાંથી લીલા, ઇલા મિ. ઘોષ અને બુઢ્ઢા ચેટરજી ઊતરી પડ્યા. હસવાના જાણે ફુવારા છોડતા તેઓ સત્યેશ તરફ આવ્યા. માત્ર ઇલા " Excuse me (માફ કરીએ)," કહી એકદમ ઘરમાં ઘૂસી ગઈ.

બેનરજી મહાશય પોતાની મિત્રમંડળીમાં ભારે રસિકને નામે પ્રસિદ્ધ હતા—તેમની રસિકતામાં બાર આના અશ્લીલતા જ આદિરસ હતો. આ માટે તેમણે પોતાની

પ્રતિષ્ઠા વધારી હતી, ઘટાડી નહોતી. તે બેરિસ્ટર હતા. એક વખત તેમની પાસે કમ પૈસા નહોતા. પરંતુ આ વખતે તેમણે ધંધામાંથી ફુરસદ મેળવી લીધી હતી. બધા તેમને 'મોટા દાદા' કહી તેમની સાથે વિનોદ કરતા.

બેનરજીએ સત્યેશ તરફ આગળ વધી હસતાં હસતાં કહ્યું:—"કેમ રે! ખરો પાક્કો છે! બિલકુલ દિવ્ય રૂપ ધારણ કરીને, સાધુ બની, શું વાંચી રહ્યો છે? મને તારી મુલાકાત ન થતાં હું તારી સ્ત્રીને ઉઠાવી ગયો હતો—એ પણ તને ખબર છે?"

આ વાત સાંભળતાં જ, કોણ જાણે કેમ, સત્યેશના હૃદયમાં ધખધખ થવા લાગ્યું. તે સારી રીતે હસી પણ શક્યો નહિ. પરંતુ બીજા સાંભળનારા હસી પડ્યાં. બેનરજીએ કહ્યું:—"બાપ રે! ધોળે દહાડે ધાડ! સત્યેશનું સાત રાજ્યનું ધન—જેના પર તેનો રાતદિવસ ખડો પહેરો હોય છે—તેય પહેરા વચ્ચે ધાડ! ઓહ, પેલો બોઝ ક્યાં ગયો? આ બનાવ ઉપર તો તે sensational paragraph (સનસનાટીભર્યો ફકરો) લખી નાખશે."

રસિકતાનો આ પ્રવાહ થંભાવવા માટે સત્યેશ બોલ્યો —"બેસો ને! મોટા દાદા! એક કપ ચા પીઓ."

આ દરખાસ્તથી સૌને ભારે તકલીફ પડે તેથી અને પોતાને ઘર જવાની ઉતાવળ હતી તે કારણે બેનરજીએ સત્યેશનું કહેણ ન સ્વીકાર્યું. છતાં બધા જવાને ઊભા થયા, તે દરમ્યાનમાં પંદર મિનિટ નીકળી ગઇ. બેનરજી પિકનીક પાર્ટીનું રંગીલું વર્ણન કર્યા સિવાય રહી શક્યો નહોતો.

તેમને વિદાય કરી સત્યેશ બંગલામાં આવ્યો. ખૂબ

ક્રોધ કરીને ક્રોધ બતાવવા માટે જ તે અંદર આવ્યો હતો. તેણે ધાર્યું હતું: "ઇલા કપડાં બદલીને હાથ મોં ધોવા ગઈ હશે." પરંતુ ઇલાના શણગારગૃહ બહાર જોતાં જણાઈ આવ્યું કે તેણે હજી કપડાં બદલ્યાં નહોતાં. પણ શણગારના મેજ પાસે એક ખુરશી પર બેસીને એકાગ્ર મને તે કંઈ જોઈ રહી હતી. આયનામાં તેના મુખ પર વેદના અને વ્યસ્તતાનાં ચિહ્ન પ્રગટ થઇ રહ્યાં હતાં. સત્યેશ તે જ સ્થળે ઊભો રહ્યો. આયનામાં એ ઉદ્વિગ્ન પણ સુંદર મુખ જોઈને તે રોકાઈ શક્યો નહિ. ઇલા ખરે જ અનુતપ્ત હતી, એ વાત તેની સમજબહાર રહી નહિ. પરંતુ તે શું કરતી હતી?

થોડી ક્ષણ પછી ઇલાએ માથું ઊંચું કરી હાથ વડે કંઇ કાગળપત્રો ઉઠાવ્યા. સત્યેશે જોયું કે એ તો તેનાં પ્રૂફ છે. ઇલા એ પ્રૂફને સાથે લઈ ગઈ હતી; પરંતુ નિંદાના ને અશિષ્ટતાના ભયથી તે કંઈ કરી શકી નહોતી—તેથી ઘેર આવ્યા પછી તે કામ તે પૂરું કરી રહી હતી.

બિચારી પર સત્યેશને ઘણી દયા આવી: તેણે શણગાર-ગૃહમાં પ્રવેશ કર્યો. ઇલા ઊઠીને ઊભી થઈ ગઇ, અને પોતાની અનુતપ્ત આંખો સ્વામીના મુખ પર સ્થિર કરી બોલી—"મેં તમારો અપરાધ કર્યો છે. પરંતુ તમારું પ્રૂફ આ હમણાં પાંચ મિનિટમાં જ આપી દઉં છું."

સત્યેશે કહ્યું—"કંઇ જરૂર નથી. તું અકળાઈ ગઇ છે. પહેલાં કપડાં બદલી લે, બાકીનું હું જોઇ લઇશ." કહી તેણે પ્રૂફ તરફ હાથ લંબાવ્યો.

ઇલાએ તેનો હાથ દાબી કહ્યું—"નહિ, મને જ જોવા દો, મારા પર ક્રોધ ન કરો, પ્રાણનાથ!"

સત્યેશે હસીને ઇલાને નજીક ખેંચી લીધી. તેના કપોલ પર ચુંબન કરી કહ્યું—" ગાંડી, ક્રોધ ન કરવા માટે કહે છે? તારા હિત ખાતર જ કહું છું. જા, હવે કપડાં બદલીને આરામ કર. બાકીનું કાલે જોવાશે."

આમ, એ દિવસ તો પસાર થઈ ગયો. પરંતુ, આ રીતે વાદળ દિનેદિને ઘન રૂપે છવાવા લાગ્યું. એક દિવસ સત્યેશે જે કંઈ જોયું, તેથી તે પગથી માથા સુધી સળગી ઊઠયો. તેણે જોયું કે દરો પર બેસીને ઇલા તથા લીલા કોઈ પુરુષ સાથે સિગારેટ પી રહી હતી. લીલાનો એ દોષ તો તે જાણતો હતો; પરંતુ ઇલા પણ આવી નિર્લજ્જ થશે—જે કાર્યને બહુ આગળ વધી ગયેલા નવતર લોકો સિવાય ખુદ અંગ્રેજી સમાજની સ્ત્રીઓ પણ પસંદ કરતી નથી તે કાર્ય ઇલા કરી બેસશે—એવું સત્યેશની કલ્પનામાં પણ નહોતું. આ જોઈને સત્યેશ પાગલ બની ગયો. પરંતુ ઇલાને તેણે કંઈ ન કહ્યું. પાંચસાત દિવસ તે ખૂબ ગંભીર રહ્યો. ઇલા સાથે તેણે ખાસ વાતચીત કરી નહિ.

ઇલા આમ તો સિગારેટ પીતી નહોતી. પરંતુ એ દિવસે સ્ત્રીઓના સિગારેટ પીવા વિષે ચર્ચા થતાં ઇલાએ જોયું કે બધા લીલાના પક્ષમાં હતા. નવા યુગની નારી માટે સિગારેટ પીવી બિલકુલ વાજબી છે, તે વિષે તેણે અનેક વાતો સાંભળી. તેણે આપત્તિઓ રજૂ કરી, ધૂમ્રપાન વિરુદ્ધ અનેક દલીલો આપી. ચોકસ, એ સમયે ધૂમ્રપાન કરવું એ એક અપરાધ ગણાતો, પણ હવે એ વાત કહે ન ચાલે. એ જમાનામાં તો ધૂમ્રપાનથી, ખાસ કરીને સ્ત્રીઓના સંબંધમાં, અનેક શારીરિક દોષની સૃષ્ટિ થાય છે.

એક સજ્જને મજાક કરતાં કહ્યું—"તમે તો એમ જ કહેવાના. સત્યેશ જ્યારે ચિરૂટ સુધ્ધાં પીતો નથી, ત્યારે તમારે તેમને આ સમર્થન જ કરવું રહ્યું."

ઇલાએ જરા તેજીથી કહ્યું—"બિલકુલ નહિ, તેમના વિચારોને લઈ ને હું મારા વિચારો સ્થિર નથી કરતી. મારામાં મારી બુદ્ધિ અને વિવેચનાશક્તિ છે. શું તમે એનો અસ્વીકાર કરવા ચાહો છો?"

બીજા એક સજ્જને કહ્યું—"તો પ્રમાણુ આપો. તમારી બુદ્ધિથી તમે ચિરૂટને હાનિકારક કઇ રીતે કહી? કદી પી જોઈ છે ખરી?"

ઇલા બોલી—"નહિ, પી તો નથી જોઈ."

બધાં સાથે હસી પડયાં. લીલા બોલી—"વારુ, તું એક પી જો, અને પછી કહે કે સારી છે કે ખરાબ!"

વળી એક સજ્જને કહ્યું—"એમ જ કરો, મિસીસ મુખરજી, એમ કર્યેથી પછી કોઈ વાત નહિ રહે."

એક બીજા ગૃહસ્થે જણાવ્યું: "એમ થઈ શકે? સત્યેશ શું કહેશે?"

ઇલા બોલી—"સિગારેટ સંબંધે વિચાર પ્રગટ કરવા માટે તેને પીવી જ જોઇએ, તેનો શો અર્થ?"

મિ. ઘોષે કહ્યું—"હા, અર્થ છે. તમે જો માત્ર સત્યેશની પાસે રહીને, ઉછીના લીધેલા પ્રેજ્યુડીસ (વહેમ)થી વાતો ન કરતાં હોત, અને તમારા પોતાના કન્વીકશન (વિશ્વાસ)-થી કહેતા હોત, તમારી અભિજ્ઞતાથી કહેતાં હોત, તો તે પ્રમાણુરૂપ થાત—તમારી વાત સાંભળવા લાયક મનાત."

એક વિશેષ ગૃહસ્થ બોલ્યા—"Bravo! (ધન્ય

છે ! ) હવે કંઈ કહેવાની જરૂર નથી. મિસીસ મુખરજી, એક પીને દેખાડી આપો કે કોઇ પ્રેજ્યુડીસ ( વહેમ ) નથી." કહી તેણે પોતાની સિગારેટ કેસ ઇલા તરફ લંબાવી. ઇલાએ 'આભાર' કહી તેનો અસ્વીકાર કર્યો.

મિ. ઘોષે ત્યારે ઇલાને દબાણ કરતાં કહ્યું—" તમે સિગારેટ પી જોવાનો અસ્વીકાર શા માટે કરો છો ? તે હું તમને ભલી ભાતે સમજાવી દઉં. તમે એ તો સ્વીકારો છો ને કે એમાં કોઇ નૈતિક ગુનો નથી ?"

" હા."

" સ્ત્રીઓ સંબંધમાં તમે એને indelicate ( રૂક્ષ ) તો નથી માનતાં ને ?"

" મારી આપત્તિનું એ જ કાંઇ આખરી કારણ નથી."

" તમારા મત મુજબ સિગારેટ પીવી એ અન્યાય છે; કારણ કે તેથી શરીરને અનેક પ્રકારે હાનિ થાય છે."

" અવશ્ય, ખાસ કરીને સ્ત્રીઓને માટે તેથી વધુ—"

" ઠીક ત્યારે. પણ જીવનભરમાં જો કોઇ એકાદ સિગારેટ પી લે, તો તેથી તેનું શરીર કંઇ રાખ થઇ જશે ?"

" હા, એમ તો નહિ, પરંતુ—"

" એ 'પરંતુ' કંઈ નહિઃ આ સાચી વાત છે."

" સારું,—સ્વીકારું છું."

" તો જીવનભરમાં સિગારેટનો એક ચોથો ભાગ પીવામાં આ કારણે તમારી આપત્તિ નહિ ચાલે."

" વાત એ નથી. પણ એક કુદૃષ્ટાંત રજૂ કરવો ઠીક નથી."

એક સજ્જન બોલ્યો—" અમારામાંથી કોઇને તમારા કુદૃષ્ટાંતથી હાનિ પહોંચાડી શકો એમ નથી—ચિન્તા ન કરજો. જલાવો ત્યારે. "

મિ. ઘોષ—" ત્યારે એ વાત ઊભી થાય છે કે તમે સત્યેશનો ખ્યાલ કરી આ પરીક્ષા માટે રાજી નહિ થાઓ."

" બિલકુલ નહિ. તમારો એવો જ વિચાર હોય, તો હું બે ફૂંક પીને દેખાડી શકું છું કે તે વાત નથી, " કહી ઇલાએ સિગારેટ ઉઠાવી લીધી અને સળગાવીને તે પીવા લાગી. બરાબર એ સમયે જ સત્યેશની મોટર બંગલામાં આવીને ઊભી રહી. સત્યેશને દેખાય તેમ ઇલાએ સિગારેટ પીધી અને ધુમાડા કાઢી તેને ફેંકી દીધી.

ધુમાડાથી ઇલાનું ગળું પકડાઈ ગયું, તે ખાંસી ખાવા લાગી. ત્યાર બાદ તેને પોતાનું માથું ભમતું હોય એવી અસર થઈ પણ થોડી વારમાં તે સાવધ થઇ બોલી—" ઓહ, આ તો બિલકુલ ઝેર છે. તમે લોકો એ કેમ કરીને પીઓ છો ? "—પછી આ તર્કવિતર્ક ત્યાં જ અટક્યા.

સિગારેટ પીવાનો આ ઇલાનો ઇતિહાસ છે. સત્યેશ આ બધી વાતો જાણતો નહોતો. કોઇને પૂછવું પણ તેણે જરૂરી માન્યું નહિ. પરંતુ એ વાતથી તેના હૃદયમાં એક ગાંઠ પડી ગઈ કે ઇલા સિગારેટ પીએ છે. આ રીતે દિન-પ્રતિદિન, ઇલાની દુર્બળતાને પરિણામે સત્યેશનો ક્રોધ વધતો ગયો.

*

# [ ૭ ]

સત્યેશના કેટલાક મિત્રોએ એક દિવસે તેના માનમાં પાર્ટી આપી. સત્યેશના તેઓ વાસ્તવિક મિત્રો હતા. વિદ્યાર્થી-અવસ્થાના તેઓ સાથી હતા. અભાગ્યને કારણે સત્યેશ આજકાલ જે દળમાં આવી પડ્યો હતો. તે દળમાંના આ મિત્રો નહોતા. આમાંના કોઇ વકીલ, કોઈ કારકુન, કોઇ પ્રોફેસર, કોઇ શિક્ષક, તો કોઈ જમીનદાર હતા; છતાં બધા જ બંગાલી હતા: એટલે કે વિલાયત જઇ આવેલા સમાજ સાથે તેમનો જરાય સમ્પર્ક નહોતો, અને એ બધા જીવન-સંગ્રામની પહેલી સીડી પર જ હતા—હજી સુધી કોઇ સત્યેશની જેમ શિર ઊંચું કરી શકતા નહોતા.

સત્યેશનો એ દિવસ બહુ આનંદમાં ગયો. તેણે પોતાના મિત્રો સાથે ઘણે દિવસે દિલ ખોલીને આનંદ માણવાનો અવસર મેળવ્યો હતો.

જે સમાજમાં તે જઈ પડ્યો હતો, તેમાં તેનો દિલોજાન મિત્ર કોઈ રડ્યોખડ્યો કદાચ હશે. પણ ઘણાખરા ઉપર તો તેને શ્રદ્ધા જ નહોતી. આથી તે સમાજમાં તે કદી પ્રાણસ્પર્શી આનંદ પામતો નહોતો. વળી, તે સમાજના

બધા લોકો અને બધી વસ્તુઓમાં સત્યેશ એક એવો અસ્વાભાવિક ભાવ, આચાર વ્યવહાર અને વાર્તાલાપ જોતો હતો, કે તેના મનમાં એમ જ થતું કે તેઓ બધા મુખ પર કૃત્રિમ આવરણ નાખીને નાળબંધ ઊંચી એડીએ ફરતા હતા; એથી તે પોતે પણ તેમના જેવો થઈ જતો હતો. પરંતુ આજે તેને ઘણે વખતે જણાયું કે પોતે માટીની ધરતી પર પગ રાખતા માણસની જેમ ચાલી ફરી રહ્યો છે; અને તેને જાણે હવે પેલા કૃત્રિમ આવરણની આવશ્યકતા રહી જ નથી.

સત્યેશ પ્રસન્ન વદને બંગલે આવ્યો. ખૂબ આનંદ સાથે તે અંદર ગયો ત્યારે રાત ઘણી વીતી ગઈ હતી. ઇલા દીવાનખાનામાં ટેબલ પાસે બેસી કંઇક લખી રહી હતી. સત્યેશે એક રીતે નાચતા નાચતા જઈ તેને ચુંબન કર્યું; તેને આજે ઘણે દિવસે હસતે ચહેરે જોઈ ઇલા પણ હસી પડી. જાણે એણે હાસ્યને જ સ્પર્શ કર્યો. થોડી વારે, આ પ્રમાણે ટોળગમ્મત ને રંગમઝા કર્યા પછી ઇલાએ કૃત્રિમ ક્રોધભાવે પોતાની મોટી આંખો ફેરવતાં કહ્યું—" ચાલો, આઘા ખસો. તમે બધું કામ બગાડી નાખો છો—જુઓ તો છો, કે હું કેટલી કામમાં છું !"

" ઓહો ! એમ વાત છે ! તો માથા પર ચિઠ્ઠી કાં નથી લગાડતી કે હું કામમાં છું ! હું તો ઓફિસમાં કારખાનાનું કામ કરું છું, ત્યાં બધી ચીજો પર ચિઠ્ઠી લાગેલી હોય છે. ચબરકી ન હોય તો કોઇ ચીજનો અમને પત્તો ન મળે. ભલી ! તું શું કરી રહી છે, તે હું કેવી રીતે સમજી શકું ?"

"મને જ ખબર નહોતી, તો શું થાય? પણ મેં વિચાર્યું હતું કે આજે પૂરું કરી ન દઉં, ત્યાં સુધી તમને નહિ બતાવું–તમને surprise (ચકિત) કરીશ."

"ઓહો, એ વાત છે. તો હું નહિ જોઉં. પરંતુ હું guess (અટકળ) કરું છું. અમારી આજની પાર્ટી પરથી તને આ સૂઝી આવ્યું છે ને?"

ઇલાએ કબૂલ કર્યું.

ત્યારબાદ ઘણો સમય સુધી સત્યેશ વિચાર કરતો રહ્યો. વિચારતાં વિચારતાં તેની નજર ઇલાના હાથ નીચે દબાવેલા કાગળ તરફ પડી, અને એક વાર તેણે લખેલું વાંચી પણ લીધું. પછી પોતે જાણે કંઈ વાંચ્યું નહોય, તેમ કહ્યું——"ઠીક, પાર્ટી આપવાનો વિચાર છે? Mrs, Mukharji at home (મિસીસ મુખરજીને ઘેર મિજબાની) ખરું ને?"

ઇલાએ હસતાં હસતાં પોતાના હાથમાંનો કાગળ ખોલીને દેખાડ્યો. તે એક નિમંત્રણની રૂપરેખા હતી. તેના મિત્રોને પોતાને ઘેર બોલાવી, તેમનો આદરસત્કાર કરવાનો ઇલાનો આ આગ્રહ જોઇને સત્યેશ ખૂબ પ્રસન્ન થયો. તેણે કહ્યું—"ઘણી સારી વાત છે; પણ જો, એ લોકો 'એટ હોમ' નામથી ઝાઝા ખુશ નહિ થાય. મને લાગે છે, પૂરું જમણ જ કરવું જોઇએ."

ઇલાએ આટલી આશા રાખી નહોતી. સત્યેશ તેના વિચારને પસંદ કરશે કે નહિ, તે વિષે પણ તેને એક વાર સંદેહ નહોતો પડ્યો એમ નહોતું. આથી તે ખૂબ પ્રસન્નતાથી સંમત થઈ.

સત્યેશે કહ્યું—" જમણ દેશી પદ્ધતિએ હોવું જોઇએ. જમીન પર નીચે બેસીને ખાવું ઠીક પડશે. ત્યાર બાદ After dinner party ( જમણ પછીની જયાફત ) થશે."

દેશી પદ્ધતિએ જમાડવામાં આપત્તિ નહોતી. કારણકે, તે પોતે દેશી ખાણાંની વિશેષ પક્ષપાતી હતી. નીચે બેસાડ-વામાં પણ તેને ખાસ વાંધો નહોતો; પરંતુ ટેબલ પર બેસીને ખાવાથી ભોજન સાથે એક ખાસ પ્રકારની બેઠક કરી શકાય છે—નીચે બેસીને ખાવાથી તે બની શકતું નથી, એટલે ઇલાનું મન ડગડગતું હતું. તેણે એ એક વાંધો રજૂ કર્યો. સત્યેશે તેની આપત્તિ દૂર કરી દીધી. પોતે ઉત્સાહમાં આવે, એટલે સામે કોઇ આપત્તિ જ ન રહે. ઇલાની બધી મુશ્કેલીઓને ટાળી નાખી, તેને સમ્મત કરી, સત્યેશ બોલ્યો—" વળી એમાં કેટલાક તો એવા છે કે તેઓ કાંટા અને ચમચાનો ઉપયોગ કરી જાણતા નથી."

ઇલા પહેલવહેલી તો વાત સમજી શકી નહિ. તે પોતાના વિલાયતી સમાજની વાત વિચારી રહી હતી, ત્યારે સત્યેશ વિચારી રહ્યો હતો પોતાના દેશી બાંધવોની વાત. આ ન સમજાયાથી ઇલાએ પોતાની પ્રશ્નસૂચક નજર સત્યેશ તરફ ફેરવી. પરંતુ ક્ષણભરમાં સમજી જઇ, માથું નમાવી, કહ્યું—" હા, એ ઠીક થશે." એ જાણે કે અજાણ જેવી બની ગઈ, અને પોતાનો વિકૃત ભાવ છુપા-વવાની ચેષ્ટા કરવા લાગી. સત્યેશ આ જોઈ ગયો. તરત જ મૂળ વાત પર તેનું ધ્યાન ગયું. તેણે ખ્યાલ કરી લીધો કે ઇલા તેના દેશી મિત્રો અને બંધુબાંધવોને વળતી પાર્ટી આપવા માટે આટલી રોકાયેલી ને વ્યસ્ત હતી, એ

વાત તદ્દન ગલત—ભ્રમભરી હતી, અને ઇલાએ એ વાતનો વિચાર સુધ્ધાં કર્યો નહોતો. તે જ સમયે તેને સંદેહ ઊપજ્યો. ઇલા પ્રત્યે તેને પ્રેમનો જે ઉચ્છ્‌વાસ ઉત્પન્ન થયો હતો, તે આ સમયે વિરાગમાં પરિણત થઇ ગયો. તે શકય તેટલો મનોભાવ છુપાવીને બોલ્યો—"નિમંત્રણનું લીસ્ટ તૈયાર કર્યું છે ને?"

ઇલાના મુખ પર સ્પષ્ટ ભાવે કંઇ લાલાશ તરી આવી. તે ખોટી વાત કહી શકતી નહોતી, અને કહેવાની ચેષ્ટા કરતી તો જૂઠ્ઠું સાફ પકડાઇ જતું. તે કંઇક સંકોચાતાં બોલી—"હા, થોડાં—થોડાં નામ લખી રાખ્યાં છે." આમ કહી મેજના એક ખૂણામાં રાખેલા એક કાગળ તરફ સાવ અનિચ્છાપૂર્વક હાથ લંબાવ્યો. સત્યેશે તરત જ તે કાગળ ઉઠાવીને જોયો. તેમાં ઇલાએ પોતાના મોતી જેવા સ્વચ્છ સુંદર અક્ષરો વડે એક લીસ્ટ બનાવ્યું હતું. લીસ્ટને અંતે તેણે એક વિશેષ કારીગરીથી લીટી ખેંચી દીધી હતી. આથી સ્પષ્ટ સમજાઇ જતું હતું કે ઇલાના વિચાર મુજબ લીસ્ટ પૂરું થયું હતું. સત્યેશે જોયું કે બંગલામાં જે વિલાયતી મિત્રોનો મેળો ભરાતો હતો તેઓ, તથા પોતાનાં કારખાનાંમાં અને ઑફિસમાં જે મોટા મોટા કારકુનો અને બંગાળી કર્મચારીઓ કામ કરતા હતા તેઓમાંથી કોઇ બાકી રહ્યું નહોતું. પરંતુ આદિમાં, મધ્યમાં કે અંતે ક્યાંય પણ તેના દેશી મિત્રો અને બંધુબાંધવોનું નામ સુધ્ધાં નહોતું. અને ઇલાએ કબૂલ કર્યું હતું કે આજની પાર્ટી ઉપરથી જ તેને આ નવી પાર્ટી સૂઝી હતી. આથી તેના વાસ્તવિક મિત્રો તરફની ઇલાની આ બેદરકારીએ તેના

હૃદયમાં આઘાત કર્યો, તેણે કંઇ પણ પ્રગટ ન કર્યું, અને કહ્યું—"સારી વાત છે. આ તો પૂરું થઇ ગયું લાગે છે."

સત્યેશનું હાસ્ય તથા ઉત્સાહ સમાપ્ત થઇ ગયા હતા. શા માટે, તે ઇલા સમજી ગઇ હતી. તે સહજ લજ્જિત તથા શંકિત ભાવે બોલી—"નહિ, આ લીસ્ટ હજી પૂરું નથી. તમારી આજની પાર્ટીના મિત્રોનાં નામ એટલા માટે મેં છોડી દીધાં છે કે તેઓનું લીસ્ટ તમે બનાવી આપશો."

સત્યેસ આ છલનાને સમજી ગયો. તે બોલ્યો—"નહિ, આ મંડળીમાં એ લોકોનો બરાબર મેળ ન ખાય. તેમને એમ જ રહેવા દે."

ઇલાનું હૃદય કંપી ઊઠયું. હસવાનો અભિનય કરી તેણે કહ્યું—"વાહ! તેઓની પાર્ટીના વળતા જવાબમાં તો આ પાર્ટી છે. અને તેઓને જ છોડી દેવા!"

સત્યેશ આ વ્યર્થ પ્રપંચનાની ચેષ્ટા જોઇ જરા હસી પડયો. પરંતુ આ વાત પર વ્યર્થ ઝગડો કરવો તેને ઉચિત ન લાગ્યો. "સારું, કાલ સવારે લીસ્ટ બનાવી આપીશ," કહી તે તરત કપડાં બદલવા ચાલી ગયો.

સત્યેશની આ વિરાટ પાર્ટીમાં તેના દેશી બંધુબાંધવોને પણ નિમંત્રણ અપાયું, પણ નિમંત્રણની રાત વ્યતીત થઇ તે પહેલાં જ સત્યેશની રગેરગમાં એ વ્યાપી ગયું કે તેમને નિમંત્રણ ન અપાયું હોત તો જ સારું થાત.

તે દિવસે રાત્રે ૮ વાગતાથી મહેમાનો ટોળાબંધ આવવા લાગ્યા. લીલા, ઇલા અને સત્યેશ ગાડીના વરંડામાં ઊભાને તેમનું સ્વાગત કરી તેમને અંદર લાવવા લાગ્યાં. મિ. ચેટરજી કલબમાંથી પોતાના એક જૂના વકીલને સાથે

લઇ સૌથી પહેલાં આવી પહોંચ્યા હતા. સત્યેશે તેમને દીવાનખાનામાં લઇ જઇને બેસાડ્યા, અને થોડી વાર બેસી તેમની સાથે વાતચીત કરવા માંડી.

સત્યેશ બેસીને વાતચીત કરતો હતો, તે દરમિયાન ઇલાના કેટલાક પુરુષ મિત્રો અને કેટલીક સ્ત્રીઓ આવી પહોંચ્યાં. ઇલા અને લીલાએ તેઓને આદર સહિત બેસાડ્યાં. તેઓએ સીડી પર પગ મૂકતાં જ હાસ્યનો ફુવારો ઊડ્યો. ઇલા અને લીલા એ મિત્રોની સાથે હાસ્યવિનોદમાં લીન થઇ ગઇ. આ લોકો સીડીને માથે જ ઊભા રહ્યા, દીવાનખાનાની અંદર ગયાં નહિ. આથી સ્વાગતસત્કારના કાર્યમાં જરા અડચણ પેદા થઇ. આ જોઇ સત્યેશ ઊઠીને એક વાર સીડી પાસે આવ્યો. તેને થયું કે આ લોકોને લાવીને ઘરની અંદર બેસાડી દઉં. સત્યેશ જ્યારે દરવાજા પાસે હતો, ત્યારે બરાબર એ સમયે વૃદ્ધ બેનરજી એક પ્રમુખ યુવકોની ટુકડી સાથે આવી પહોંચ્યો. ઇલાએ આગળ વધી જેવું તેનું સ્વાગત કર્યું, કે તરત જ બેનરજી બોલી ઊઠ્યો—" I say, you look charming ! ( વાહ ! તમે સુંદર લાગો છો ! ) અરે સત્યેશ ! ભાઇ, તમે ઠીક કર્યું નહિ. ઇલાને તમે તમારા harem ( ઝનાના )માં નહિ રાખો, તો તરત જ કોઇ નવો કાંડ થઈ પડશે.' ઇલા હસી પડી. તેના મુખ પર ફૂલેલા ગુલાબ ફૂલની જેમ અરુણિમા—લાલી છવાઇ ગઇ.

સત્યેશે કશું ન કહ્યું. હસીને તેઓનું સ્વાગત કરી, તે તેઓને ઘરમાં લઇ જવાની ચેષ્ટા કરવા લાગ્યો. આ કામ સહેજમાં ન બન્યું. ટોળાંની દરેક વ્યક્તિએ ઇલા અને

લીલા સાથે વારાફરતી કેટલોક સમય સુધી હાસપરિહાસ કરવો એ સ્વાગતસત્કારની લીલાનું એક આવશ્યક અંગ માની લેવાયું. પરિણામે, એ સાંકડી સીડી પર કેટલોક સમય સુધી ખાસી ભીડ જામી રહી, અને એ ભીડ ઇલા તથા લીલાને ઘેરીને ચક્રાકાર ઘૂમવા લાગી. થોડી વાર પછી બેનરજી બોલ્યો—" અરે સત્યેશ, તમને public nuisance ( જાહેર ખલેલ ) કરવા બદલ prosecute ( કેસદાખલ ) કરવા પડશે."

સત્યેશે કહ્યું—" અપરાધ ? "

બેનરજીએ કહ્યું—" આ જોતા નથી, લોકોને આવવા-જવાનો માર્ગ આ રીતે રોકી લીધો છે ! "

સત્યેશ બોલ્યો—" ઠીક છે; nuisance ( ખલેલ ) કરો તમે, અને prosecute ( કેસદાખલ ) કરશો મને ! આ કયા કાનૂન મુજબ કહો છો ? "

બેનરજી બોલ્યો—" મેં ઠીક જ કહ્યું છે. કાનૂનની કલમ તો અત્યારે મને યાદ નથી; પરંતુ તે કાયદા મુજબ તમને પ્રોસીક્યુટ ( કેસદાખલ ) કરી શકાય તેમ છે. હું જ્યારે પ્રેક્ટીસ ( વકીલાત ) કરતો હતો, ત્યારે એક હાકેમે એક ટોળીને ગિરફતાર કરીને જેલખાનામાં મોકલી દીધી હતી. મેં હાઇકોર્ટમાં અરજ કરી હતી. જજ સાહેબનો એવો અભિપ્રાય હતો, કે મારો કુળ અધિક દોષપાત્ર નહોતો, પરંતુ માર્ગમાં ઊભા રહીને એણે ખલલ કરી હતી, એટલે તેની સજા બહાલ રહી હતી. અને આમ તો ઘણી વાર બન્યાં જ કરે છે. તમે રસ્તા વચ્ચે બંદર નચાવવા માંડો, અને તેથી માણસો એકઠાં થઇ રસ્તો બંધ કરે, તો તમને

prosecute ( કેસદાખલ ) નહિ કરી શકાય? ભલા થઇને એ છોકરીને ત્યાંથી અળગી કરો—નસાડો, નહિ તો આ છોકરાઓ ત્યાંથી છૂટા નહિ પડે—નહિ ટળે."

ઇલા આ વાત સાંભળીને ખૂબ લજ્જિત થઇ. છોકરાઓમાં હસવાનો ફુવારો છૂટ્યો. પરંતુ ધીરે ધીરે જમાવ ઘરમાં જવા લાગ્યો. લીલા એને લઇ ઘરમાં ગઇ.

આ સમયે સત્યેશના દેશી મિત્રો ભાડૂતી ગાડીમાં બેસી પોતાની મંડળી બનાવીને આવી પહોંચ્યા. તેઓ બધા ફાટકની બહાર ઊતરી પડ્યા. ગાડીવાળાને ભાડું આપી તેઓ એક મંડળના રૂપમાં સીડી પાસે ઊભા રહી ગયા. સત્યેશે નીચે ઊતરી તેઓનું અભિવાદન કર્યું, અને પછી એક એકનો ઇલા સાથે પરિચય કરાવ્યો. ઇલા સૌની સાથે હાથ મેળવી ચુપચાપ ઊભી રહી. આ લોકો પણ અત્યંત લજ્જિતપણે સંકુચિત ભાવ સાથે અપરિચિત નારી સાથે સંભાષણ કરવા વિશે વિચાર કરતા ઊભા રહ્યા. આ જોઇ સત્યેશે તેમને ઘરની અંદર લઇ જઇને બેસાડ્યા. એ લોકો દબાઇને એક ખૂણામાં બેસી ગયા. પોતાના વિલાયતી મિત્રો સાથે આ લોકોના સંભાષણની કોઇ સંભાવના નથી, એવું જોઇ સત્યેશ પોતે જ તેમની વચ્ચે આવી બેઠો, અને તેમની સાથે વાર્તાલાપ કરવા લાગ્યો. પરંતુ બાકી પાર્ટીવાળાઓમાંથી કોઇને પણ આ ઠીક લાગ્યું નહિ. તેઓની વાગ્ધારા જાણે અટકી જ પડી. તેઓમાં જેઓ રસિક હતા, અને જેઓ લાગલાગટ આઠ-દસ કલાક સુધી તેમને હસાવી શકે તેમ હતા, તેઓ પણ બિલકુલ સ્તબ્ધ અને નીરવ બની ગયા. એકબે વાર

તેઓએ મધુર સ્વરે પરિહાસ કરવાની ચેષ્ટા કરી, પણ તેમને સગવડ મળી નહિ. જ્યાં સુધી તેમના હાસ્યરસની ધારા જ સુકાઇ જતી હતી, ત્યાં પ્રયત્ને કરીને તેને વહેતી રાખવી, એ અસંભવિત હતું. આથી તેઓ ચુપ થઇ ગયા.

સત્યેશના તે બાબુ મિત્રો 'હંસ મધ્યે બકો યથા' (હંસમાં બગલા જેવા) જણાતા હતા. તેઓ આજે જે સમાજમાં આવી પડયા હતા, તેમાં તેઓએ અનધિકાર પ્રવેશ કર્યો હોય, એવું તેઓને લાગતું હતું. અને જેઓ એ સમાજના લોકો હતા, તેઓ પણ તેમ જ ધારી રહ્યા હતા. આથી, તેઓ કંઈ વાર્તાલાપ કરતા નહોતા, તોપણ તેનો ભલી ભાતે અનુભવ કરી રહ્યા હતા. સત્યેશ તેમનો આ ભાવ દૂર કરવા માટે યથાસાધ્ય ચેષ્ટા કરી રહ્યો હતો; પરંતુ તેને પણ તેમના એ અમંગળ પ્રસંગનો અનુભવ થયો. આથી તેનું ચિત્ત પણ વાતચીતમાં લાગ્યું નહિ. ત્યારબાદ તેણે દરવાજા તરફ જોયું, તો ઇલા, લીલા અને તેના તે મિત્રો તેની બાજુ જોઇને હાંસીઠઠ્ઠા કરી રહ્યાં હતાં. આ જોઇને તેના હૃદયની સ્થિતિસ્થાપકતા લોપ પામી ગઈ. તેણે તે વિલાયતી મિત્રોનાં મુખ તરફ જોયું, તો તેમનામાંના કેટલાક જોઇ રહ્યા હતા. લજ્જા અને ઘૃણાથી સત્યેશનું મુખ અને તેની આંખો લાલ બની ગયાં. આ પછી વાતચીત કરવી તદ્દન અસંભવિત થઈ ગઈ. સત્યેશ ઊઠીને ઇલાની પાસે ગયો. આ વખતે પણ એ લોકોની વાતચીત ચાલી રહી હતી. લીલા કહી રહી હતી—" તે સમયે સત્યેશ પણ એવા જ હતા—As he was (જેવા તે હતા તેવા). જે દિવસે તેમની સાથે મારે પ્રથમ વાતચીત

થઈ હતી, તે દિવસે પણ તે આ જ રીતે નીચી મૂંડી કરીને બેઠા હતા."

સત્યેશે પાછળથી આગળની બાજુએ આવી ઇલાને જોઈ, તો તેની આંખો કંઈક ચડેલી અને ખેંચાયેલી હતી. સત્યેશે જલદી જલદી સૌના ખાવાપીવાની ગોઠવણ કરી, અને સૌને ખાવાના ઓરડામાં લઈ ગયો.

ભોજન પછી સત્યેશના મિત્રોએ દીવાનખાનામાં અધિક પ્રતીક્ષા ન કરી. એક ગાણું પૂરું થતાં જ તેઓએ વિદાય લીધી. કેમકે, તેમને ટ્રામ પકડવાની હતી. જે સંકોચ-ભાવે તેઓ આવ્યા હતા, તે સંકોચભાવે તેઓ વિદાય થયા.

પહેલાં તેઓએ દૂરથી જ ઇલાને નમસ્કાર કર્યો; પરંતુ તેમનામાંના એક ગૃહસ્થ અંગ્રેજી કાયદાકાનૂનથી કેટલેક અંશે પરિચિત હતા, તેણે આગળ આવી ઇલા પાસે વિદાય માગી. સાથેસાથે બીજાઓ પણ આગળ વધી યેન કેન પ્રકારેણ—ધક્કામુક્કી કરીને રવાના થઇ ગયા. સત્યેશે તેમની સાથે ફાટક સુધી જઈ તેઓને વળાવ્યા. ફાટક પર ઊભા ઊભા પણ તેમની સાથે થોડી વાતચીત થઈ.

જ્યારે તેઓ ચાલી ગયા, ત્યારે સત્યેશ ઘરમાં ન આવતાં બગીચામાં એક બેંચ પર જઈ બેઠો. તે દિવસે અમાવાસ્યા હતી. આકાશમાં તારા ઝગમગતા હતા આખો રસ્તો સાવ નિર્જન અને શૂન્ય જેવો થઇ ગયો હતો. સડક પરની ગેસની બત્તીઓનો પ્રકાશ જાણે આકાશના તારાઓ તરફ જોઈ રહ્યો હતો. માત્ર હળવી હવા વૃક્ષનાં પાંદડાંઓને હલાવી પોતાના કોમળ જીવનનો પરિચય આપી રહી હતી. ઉપલાં ઝમડાઝંઝટમાંથી સત્યેશે

વિરક્તિનું પાત્ર ભરી અહીં નીરવ ગાંભીર્યની ગોદમાં આશ્રય લીધો. તેના હૃદયમાં આગ પ્રજળી રહી હતી. તે પોતાના આત્મીય જનોને અભિશાપ આપી રહ્યો હતો. પરંતુ થોડી વાર અહીં શાંત ભાવે બેઠા પછી, તેનો ક્રોધ વિષાદમાં પરિણત થઇ ગયો. તેના બધા જ ક્રોધને ઢાંકી દઇને વ્યર્થતાના એક વિષાદે તેના હૃદયને પૂર્ણરૂપે આવૃત્ત કરી દીધું. તેને એમ જણાવા લાગ્યું કે પોતે જીવનના આરંભમાં જ એક મહાન ભૂલ કરીને, સમસ્ત જીવનની સુખશાંતિને સર્વદા માટે જતી કરી દીધી છે. આ સ્ત્રીને લઇને, આ સમાજને લઇને, તેનું જીવન તેની દૃષ્ટિમાં એક વ્યર્થ ભાર જેવું દેખાવા લાગ્યું. તેનું જીવન એક વ્યર્થ દગો, એક વ્યર્થ ભારરૂપ બનીને સામે ઊભું હતું. જે સુંદર માધવીલતાને તેણે ખૂબ આનંદ સાથે અને મોટી આશા સાથે હૃદય સરસી લગાવી હતી, તે આજે કાળસર્પ બની ગઈ હતી, અને તેણે તેના હૃદયને વિષથી ભરી દીધું હતું. હાય નસીબ! શા માટે તે રૂપના લોભમાં ફસાયો? શા માટે તે પોતાના જૂના સમાજની ભૂમિ છોડીને નવા અદ્‌ભુત સમાજમાં ગયો!

કેટલાક વિચાર પછી સત્યેશના ક્ષોભની તીવ્રતા શાંત વિચારમાં મળી ગઈ. અંતે તેણે વિચાર્યું—"સુખ માટે જગતમાં મારું આગમન નથી થયું. દુઃખનો ભાર માથે લાદીને જ આ જીવન વિતાવી દેવું પડશે. ભગવાનની એ જ ઇચ્છા છે." આવો વિચાર કરી, તેણે હૃદયને શાંત કર્યું—તે પોતાના લાંબા લાંબા વાળોમાં આંગળી પ્રસારવા લાગ્યો, અને હોઠને દાંતથી ચાવવા માંડ્યો. આ તેના જીવનનું સાક્ષાત્ martyrdom

(બલિદાન) હતું. કંઇક શાંત ચિત્તે તેણે ઘરમાં પ્રવેશ કર્યો. પરંતુ ત્યાં આનંદવિનોદનો જે મેળો જામ્યો હતો, તેમાં તે સાથ પુરાવી શક્યો નહિ. તેના ભાવપલટા તરફ કોઇનું લક્ષ્ય હતું કે નહિ, તે સમજાયું નહિ. જ્યારે ક્રમાનુસાર સભાભંગ થયો, ત્યારે એક પછી એક બધાએ વિદાય લીધી. સૌએ સત્યેશ પાસે જલદીથી રજા માગી. માત્ર ચેટરજી સાહેબે તેનો હાથ જોરથી દબાવીને ઘણા આવેગ સાથે વિદાય લેતાં કહ્યું—" તમારો ચહેરો કંઈ ખિન્ન દેખાય છે. તમે કેમ દુઃખી થઇ રહ્યા છો ? "

" કંઈ નહિ, " કહી સત્યેશે આછું હાસ્ય કર્યું. ચેટરજીએ તેનો હાથ પકડીને ખૂબ જોરથી ઝટકો મારીને કહ્યું —"Back up, old boy ! (દોસ્ત મારા ! હોંશિયાર થા !) કાયર ન બનો—વીર બનો. સંસારસંગ્રામમાં વીર બનવું કંઇ સહેલી વાત નથી ." આટલું કહી તે ચાલી ગયા.

સત્યેશના કાનમાં તેમની વાત ગુંજવા લાગી—તેણે વીર બનવું જોઈશે. સહવા માટે, મરવા માટે તેણે વીર બનવું પડશે. પરંતુ એ કેવી અવિચારી વાત છે ? બીજા લોકો પ્રહ્લાની જેમ આનંદ માનશે, અને માત્ર તે જ માત્ર એક જીવનસંગ્રામમાં આ યુદ્ધ મચાવશે—આનો અર્થ શો ?

ક્રમશઃ બધા અતિથિ ચાલી ગયા. અંતિમ અતિથિને વિદાય કરવા માટે સત્યેશ ફાટક સુધી ગયો, અને ફરીને થોડી વાર બગીચામાં ફરીને ટહેલી આવ્યો. આ સમયે પણ તેનું મુખ મેઘઆવર્યું હતું.

ઇલા આખા દિવસના પરિશ્રમ અને ચિંતાની ક્લાન્તિથી થાકીને દીવાનખાનામાં એક સોફા પર સૂઇ ગઈ

હતી. તેનું સુગઠિત નવનીતકોમળ બાહુયુગલ હાથના સીવેલા બ્લાઉઝની બહાર નીકળી આખા મુખને ઢાંકી રહ્યું હતું. આંખો મીંચીને તે વીજળીના પંખાની હવા ખાઈ રહી હતી. જ્યારે કોઈ સુંદર યુવતી પોતાનાં શરીર અને મનનાં બધાં બંધનોને મોકળાં કરી આરામની ગોદમાં પડે છે, ત્યારે દેહછબી ભારે સુંદર લાગે છે. સત્યેશે ઘણા દિવસ આ જાતની છબીના સૌંદર્યની કલ્પના કરીને ખૂબ આનંદ અનુભવ્યો હતો. ઇલાની એ છબી જોઇને તે મુગ્ધ થઈ ગયો હતો. પરંતુ આજે ઇલાને એ રૂપમાં જોઇને તેનું હૃદય વિરક્તિથી પરિપૂર્ણ થઈ ગયું. જાણે કે એ આળસ અને વિલાસનો, હૃદયશૂન્ય ટૂંકા ચિત્તનો, અને અંતરના સાર-રહિત કૃત્રિમ રૂપનો જલસો ન હોય! સત્યેશ કંઇ પણ બોલ્યા સિવાય, પોતાના દીવાનખાનાની બાજુએ વધ્યો; પરંતુ થોડે સુધી જઇને તે થંભી ગયો. વિચારવા લાગ્યો: “ નહિ, હવે વધુ રહી શકાશે નહિ. આજ એક વાર પણ દિલ ખોલીને બે વાતો કહ્યા સિવાય અશાંત મન કોઇ રીતે શાંત થવાનું નથી. જેની સાથે દીર્ઘકાળ સુધી ઘર ચલાવવાનું છે, તેની સાથે આ પ્રકારે ભારરૂપ થઇને રહેવાની શી જરૂર ? ” આમ વિચારી તે એક ખુરશી લઈને ઇલાની સામે બેસી ગયો. ઇલાએ પોતાના બન્ને હાથ સત્યેશની ગોદમાંમૂકી દીધા, અને તેના મુખ તરફ દૃષ્ટિપાત કર્યો. એ દૃષ્ટિપાત આળસ અને વિલાસનો નહોતો, તે અંતઃસારથી શૂન્ય ક્ષુદ્ર હૃદયનો નહોતો; પણ તે કરુણાથી ભરેલો અને નિર્ભરશીલ સ્નેહથી પરિપૂર્ણ હતો. આ દૃષ્ટિપાતથી સત્યેશે ગોઠવી રાખેલી વાતો ઊલટસૂલટ થઇ ગઇ. થોડી વાર તે કંઇ ન બોલ્યો.

જે જે વાતો તેના મનમાં ઊઠવા લાગી, તે ઘણી ઘણી ઊંચી હતી. પરંતુ અત્યારે ઇલાને ત્રાસ આપવા માટે તેનું મન થતું નહોતું. વાતને જરા કોમળતાપૂર્વક કહેવા માટે મનમાં મનમાં વિચાર કરવા લાગ્યો.

ઇલા પણ કંઈ કહી શકી નહિ. તેના હૃદયમાં એક અપ્રિય વાત ઘસતી—તે કહેવાની તે ચેષ્ટા કરતી હતી. આજે ઇલાના વ્યવહારથી સત્યેશના હૃદયને જેમ ઠેસ લાગી હતી, તેમ સત્યેશના વ્યવહારથી ઇલાને પણ અન્યાયનો બોધ થયો હતો. સત્યેશે પોતાના મિત્રોને પ્રસન્ન રાખવા માટે ઇલાના વિલાયતી મિત્રો તરફ એક વાર પણ દૃષ્ટિ-પાત કર્યો નહોતો. આથી લીલા અને અન્ય વિલાયતી મિત્રોમાં એક પ્રકારનો મહા અસંતોષ ફેલાઈ ગયો, અને તેઓએ સત્યેશને cad ( કમજાત ) કહ્યો હતો તે ઇલાએ સાંભળ્યું હતું. સત્યેશની અસામાજિકતાને ઢાંકીને તેને સમા-જમાં હળતોમળતો રાખવો તે ઇલાનો એક મુખ્ય ચિંતનીય વિષય હતો. સત્યેશના બધા દોષો તથા બધી ત્રુટિઓને યથાસંભવ છુપાવીને તથા પોતાની સૌજન્યની અધિકતાથી બધાંને પ્રસન્ન રાખીને તે સમાજમાં તેની પ્રતિષ્ઠા રાખવા માટે જીવલગ ચેષ્ટા કરી રહી હતી. પરંતુ સત્યેશે આજે જે પ્રત્યક્ષ રૂપે, બધાને દેખાડવા ખાતર જ, પોતાની અસામા-જિકતાનો પ્રચાર કર્યો હતો, તેથી ઇલાની બધી ચેષ્ટા વૃથા બની ગઈ હતી સત્યેશ આ રીતે બધા પર આઘાત કર્યાં કરશે, તો મિત્રમંડળમાં તે કઈ રીતે પ્રિય બની શકશે ? એ ચિંતા ઇલાને મુંઝવવા લાગી હતી અને આજે તે એ વાત કહેવા ઇચ્છતી હતી. પરંતુ અપ્રિય વાત કહેવાનું

તેની કુંડળીમાં નહોતું લખ્યું; એટલે તે વિચારી રહી હતી કે વાત કઈ રીતે ઉપાડવી !

બન્ને જણાનાં હૃદયની એ જ દશા હતી. આથી કોઈ એક વાત પણ કહી શકયું નહિ. ઘણી વાર સુધી આ નીરવ અવિનય પછી ઇલાને મનમાં થયું કે ચૂપ બેસી રહેવું ઠીક નથી. પરંતુ કહેવું શું, તે તેને કંઈ સૂઝયું નહિ. જે વિચાર્યું, તે બધા કરતાં અત્યારનું મૌન વધારે બૂરું જણાયું. આથી, ઝટ મોં ખોલીને તેણે બોલવાની શરૂઆત કરી દીધી: "મોટી બહેને આજે તમારી ભારે મજાક કરી હતી." તેની જીભ ઉપર તો 'ભારે નિંદા કરી રહી હતી' એમ આવી રહ્યું હતું, પણ તેણે તે છેવટે વાળી દીધું.

બળતાંમાં ઘી હોમાય તેમ લીલાનું નામ સાંભળતાં જ સત્યેશ તપી ઊઠ્યો. આજે તો એને વધારે તપી જવાનું હતું. ઇલાએ તેને આઘાતથી બચાવવા માટે ચેષ્ટા કરી હતી, અને વાતો શોધી શોધીને અંતે જે કહ્યું તેથી સત્યેશના હૃદયના ઘામાં કઠોર આઘાત થયો. તે પોતાનો ક્રોધ કાબૂમાં રાખી બોલ્યો—"અપરાધ ?"

ઇલાના મનમાં થયું કે આ ઝંઝટ આજે ન માંડી હોત તો સારું થાત. પરંતુ હવે એ ઊભી જ થઇ છે, તો ઉપાય શો ? સત્યેશે આજ તેના મિત્રોની જે અવહેલના કરી હતી, તેથી લીલા ક્રોધિત થઇ છે, એ વાતનો તેને સ્વીકાર કરવો પડ્યો.

સત્યેશના હૃદયમાં આંધી ઊઠી રહી હતી. એકસાથે અનેક ખરી વાતો તેના હૃદયને ઠેલીને બહાર નીકળવા માટે અંદરઅંદર દ્વંદ્વ મચાવી રહી હતી. સત્યેશે કહ્યું—

"મેં તમારા મિત્રમંડળને neglect (ખસતું) કર્યું છે; પરંતુ તમે શું કર્યું છે તેનો વિચાર કર્યો છે?"

વાતના સ્વર પરથી ઇલા સમજી કે આ તો કેવળ જ્વાલામુખીના અગ્નિઉદ્‌ગારનો પ્રથમ ઉચ્છ્‌વાસ જ છે. તે પોતાની વિષાદપૂર્ણ દૃષ્ટિને સત્યેશના મુખ પર સ્થિર કરીને શંકિત ભાવે અગ્નિવર્ષાની પ્રતીક્ષા કરવા લાગી.

સત્યેશનું લોહી ઊકળી રહ્યું હતું. તે બોલી ઉઠ્યો—"તેં તેમજ તારા મિત્રોએ એવો વ્યવહાર કર્યો છે, કે તું વિલાયતમાં હોય તોપણ તે માટે લોકો તારા પર થૂ થૂ કરે. મારા મિત્રોને આમંત્રણ આપીને, ઘેર બોલાવીને, તેમનું અપમાન કરવાની શી જરૂર હતી? એ લોકોનું અપમાન કરવાનો તને શો અધિકાર હતો? તું એ લોકોને નગણ્ય તો સમજે છે, તેમાં વળી શિષ્ટતાનો એકસાથે જ અંત કરી નાખ્યો?"

સત્યેશ અટકી પડ્યો. ઇલાનો હાથ સત્યેશની ગોદમાંથી નીચે પડી ગયો. તે જડની જેમ માત્ર સત્યેશના મુખ તરફ જોઈ રહી. માત્ર એક વાર તેણે કહ્યું—"મેં શું કર્યું છે?"

"શું કર્યું છે? હાય રે! આજ તારી કેળવણી છે કે તને એ વાત પણ હજી સમજાવવી પડે! તમે કેટલાક જણ દૂર ઊભા રહી તે લોકોને વારંવાર જોઇને 'ગુસખુસ' કરી રહ્યા હતા, એ કયા દેશની સભ્યતા છે? ક્યાંનો શિષ્ટાચાર છે? તું એ લોકોની hostess (યજમાન) હતી, તેં જ તેમને નિમંત્રણ આપ્યું હતું, અને તેં જ એ લોકોની આંખ સામે લાજ છોડી સ્વચ્છંદતાથી તમાશો કર્યો. તને શરમ ન આવી?"

ઇલાએ કંઇ ન કહ્યું. તે જમીન તરફ જોઈ રહી. તેણે કારણ, અપરાધ તેનો નહોતો, મોટી બહેનનો હતો. ઊલટું, તેણે તો સત્યેશના મિત્રોના પક્ષમાં બેચાર વાતો પણ કહી હતી. પરંતુ તેની મોટી બહેન અને મિસ્ટર બોઝ એવી રીતે મજાકની વાત કરી રહ્યાં હતાં કે તેને હસવું ન આવે એ અસંભવ હતું. તે વખતે તે બળી રહી હતી—આ બધી વાતો તે સત્યેશને સમજાવવા ઇચ્છતી હતી, પણ તેમ કરી શકી નહિ.

સત્યેશ આગળ કહેતો ગયો—"અને માત્ર તારી મહેમાનોની જ નહિ, તારા સ્વામીની પણ નિંદા થઈ રહી હતી—અને તું એમાં જરાય ગભરાયા વિના હસી રહી હતી, એ ગમારોનો ઉત્સાહ વધારી રહી હતી. સભ્યતા—શિષ્ટતા તો તું શીખી જ નથી. મારા તરફ તને લેશે પણ શ્રદ્ધા નથી. મારી નિંદા સાંભળતાં તને દુઃખ ન થયું? એ લોકોનો વાંક શો હતો કે તેં એ રીતે તેઓનું અપમાન કર્યું? એ લોકો તમારી જેમ રંગીન પૂતળાં નથી, એટલે? હાથમાં પંખા પકડીને તમારા લોકો પાસે ઊભા નથી રહેતા, એટલે? તમારી જેમ માલવિનાની વાતોના તડાકા મારતા નથી, એટલે? પરંતુ, ધ્યાન રાખજે, જેમને આંખો છે, તેઓ પોતાના મનમાં શું ધારશે? તું તારા આ વિલાયતી આડંબરથી એ લોકોની આંખમાં ધૂળ નહિ નાખી શકે. તેઓની આગળ તો તું એક માત્ર રંગીન—રંગેલું રમકડું જ છે: અને તેઓ માણસ છે. તેઓમાં એક પ્રાણ છે—મનુષ્યત્વ છે. તેઓ માણસ છે—આજ બંગાળી દેશના માણસો છે. ત્યારે, તું

તો નકલ કરનારી એક કૃત્રિમ મડમડી છે. આ દેશમાં તું કંઇ જ નથી. તું કોઇ દેશની નથી. તું ઊંચું માથું કરીને ફરે છે, જેઓ તારા જેવા નથી તેમની તું ઘૃણા કરે છે—આવો તારો અહંકાર છે! પરંતુ, જો આંખ હોય, તો જોઇ શકે કે ઘૃણાપાત્ર—દયાપાત્ર કોઈ હોય તો તે તમે જ લોકો છો. તમારી આ ભભકભરી વાતોમાં તેમજ તમારા પોલીશ કરેલા નકલી વ્યવહારમાં જેટલી હીનતા છુપાઈ રહી છે, તેટલી બીજે ક્યાંય મળી શકવાની નથી."

ઇલા તો જાણે લાકડું થઇ ગઇ. તે ચુપચાપ બેસી રહી. તેણે કશી જ વાત ન કહી. સત્યેશનું લોહી મગજ સુધી ચડી ગયું હતું—તે અટક્યો નહિ. તે બોલ્યો—"તું બુદ્ધિશૂન્ય છે, હૃદયશૂન્ય છે, ફેશનની દાસી છે. રોજ રોજ તું મારું હૃદય બાળી રહી છે. આજે તેમાં તેં ઘી રેડ્યું છે." આમ કહી તેણે સાફ સાફ શબ્દોમાં ઇલાના બધા દોષોનું વર્ણન કરી નાખ્યું. તેના હૃદયના ખૂણેખૂણે જેટલી વેદના છુપાઇ હતી, તે બધા ખાલી કરી તેણે ઇલાને માથે ઝોંસી. ઇલાએ જડ બનીને બધું સાંભળ્યું. બધી વાતો પૂરી કર્યા પછી સત્યેશ બોલ્યો—"હું મૂર્ખ છું કે તારા પનારે પડ્યો છું! સાંભળ્યું છે કે રાજા લોકો ડાકિની રાક્ષસી સાથે વિવાહ કરતા. હું આ વેળાએ બરાબર સમજી ગયો છું, કે મેં પણ તેમ જ કર્યું લાગે છે—આટલે સમયે તારી સાચી મૂર્તિ જોવા પામ્યો છું." આટલું બોલી તે તેજીથી ઊઠી પોતાના દિવાનખાનામાં ચાલ્યો ગયો.

## [૮]

બીજે દિવસે લીલાએ સવારે આવીને જોયું તો ઇલા દીવાનખાનામાં હજી એ જ રીતે સુતી હતી. તેણે તેને ધીમે ધીમે હાક મારીને જગાડી. ઇલા ઝબકીને બેઠી થઇ ગઈ. લીલા બોલી—" સારી રાત આવી જ રીતે વિતાવી છે કે શું ? Scoundrel ! ( બદમાશ ) આયાની પાસેથી મેં બધું સાંભળ્યું છે. Rascal ( નીચ ) ! પિતાજીને તો જાણે કંઈ લેવાદેવા જ નહોતી. એમણે તો વાંદરાના ગળામાં મુક્તાહાર નાખી દીધો ! લે, ઊઠ અહીંથી, ચાલ, હાથમોં ધોઇને મારે ત્યાં ચાલ ! "

ઇલા ઊઠી નહિ. લગભગ અર્ધી રાત તેણે રોઇને કાઢી હતી. વેદનાના ખેદથી અત્યારે તેનામાં ચાલવાફરવાની કે સમજવાવિચારવાની શક્તિ રહી નહોતી. તે માત્ર રડી પડી. લીલાએ કહ્યું—" લે ઊઠ ચાલ, કપડાં તો પહેરેલાં જ છે. મારે ત્યાં જઈ હાથપગ ધોજે. એ ગધેડાને તો બરાબર દંડ કરીને જ મૂકીશ. Devil (શેતાન) ! "

ઇલા આંખો લૂછીને ઊઠી, અને એકદમ સ્તંભિત

થઈને ઊભી રહી. હવે શું કરવું તેનો કંઈ નિશ્ચય કરી શકી નહિ. અચાનક એક વાર બોલી—" તમે એક વાર તેમને કહી આવો. "

લીલાની આંખો મીંચાઈ ગઈ—' ઠીક ' કહી તે સત્યેશના ઓરડા તરફ ચાલી ગઈ.

સત્યેશે થોડી વારે ઊઠીને જોયું તો પથારીમાં ઇલા નહોતી. મનમાં ઘણી શંકા ઉત્પન્ન થઈ. પાછું દીવાનખાના તરફ જોયું, તો ઇલા રાતે જે પ્રકારે પડી રહી હતી તે જ રીતે હજી પડી રહી હતી. તેના મનમાં એક પ્રકારની ચિંતા ઊપજી. તેને વિચાર આવ્યો, આટલી બધી કડવી વાતો ઇલાને કહેવાની જરૂર નહોતી. તેને આજે શાંત કરવી પડશે, એમ પણ તેને લાગ્યું. ઇલા ઊઠે તે પછી તેને શું કહેવું, તેનો મુસદ્દો ઘડતો ઘડતો તે હજામત કરવા લાગ્યો. એ-જ વખતે લીલા આવી પહોંચી. તેનાં મધુર વચનો અને વાર્તાલાપે સત્યેશના કાનમાં અમૃતસિંચન ન કર્યું, એમ કહેવું એ અત્યુક્તિ કહેવાશે. તેનો દબાએલો ક્રોધ ફરીથી જાગી ઊઠ્યો. ક્ષમાને સ્થાને હિંસાએ તેના હૃદય પર અધિકાર જમાવ્યો. તેનું આખું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. એક વાર તો તેને થઈ આવ્યું કે લીલાને ધક્કો મારી બહાર કાઢું, અને કહી દઉં કે ખબરદાર! મારા ઘરમાં પગ મૂક્યો તો!

સત્યેશ ક્રોધથી અંદર ને અંદર ગર્જી રહ્યો હતો, ત્યાં લીલાએ આવીને પડદાની આડમાંથી કહ્યું—' હું ઇલાને લઈ જાઉં છું. ' સત્યેશને જવાબ આપવાનો અવસર આપ્યા વિના જ તે ત્યાંથી ચાલી ગઈ, અને બીજી ક્ષણે તો તે ઇલાનો હાથ બગલમાં મારીને ચાલી નીકળી.

અક્ષર રોષથી સત્યેશનું આખું શરીર સળગવા લાગ્યું:

સ્થિર થઈને તે એક ખુરશી પર બેસી ગયો.

ઇલા ગુસ્સાની મારી લીલાની સાથે ચાલી તો ગઈ. પરંતુ બીજી જ ક્ષણે તેને થયું કે પોતે ઠીક કર્યું નથી. ત્યારબાદ વિચાર કર્યો—"સત્યેશ અવશ્ય મારી તપાસ કરવા માટે એક વાર આવશે. તે જ વખતે તેની સાથે ચાલી જઈશ." આમ વિચારી તે અશાંત ચિત્તે ગત રાત્રે બનેલા બનાવ પર ફરીથી વિચાર કરવા લાગી. કાલ રાત્રે તેને મનમાં થતું હતું: "સત્યેશ મારા તરફ અત્યંત કઠોર રીતે વર્તી રહ્યો છે. તે ગમે તેવો કેમ ન હોય! તોયે તેણે પોતાના સ્વભાવની બિલકુલ વિરુદ્ધ જઈ, સમસ્ત દોષ મારે માથે ઢોળી તેણે જે ગલીચ ગાળો આપી હતી, તે ભારે અન્યાયયુક્ત હતું. વળી નાની સુની વાતો લઈ મને અપરાધી બનાવી તેણે હૃદયમાં જે વિષ સંઘરી રાખ્યું હતું, તે એક પ્રકારનો ભ્રમ જ હતો. જરા પૂછપરછ કરતાં જ એ ભ્રમનું નિવારણ થઈ ગયું હોત. પરંતુ તેણે તેને માટે જરાય તક પણ ન આપી, અને તે ભ્રમને તેની સામે ખડો કરી રાખ્યો." સત્યેશ માટે ઇલાને ભારે ક્ષોભ ઊપજ્યો. તેના હૃદયમાં જે છલોછલ પ્રેમ હતો, સત્યેશના મંગળ માટે તેની જે એકાન્ત નિષ્ઠા હતી, એ બધું આ રીતે ભૂલી જઈને તેનું અપમાન કરવામાં આવ્યું, તેથી તેને લાગી આવ્યું. વિવાહની વાત તેના મનમાં ઊઠી. પહેલી નજરે જ તેણે સત્યેશને પોતાનો પ્રેમપાત્ર બનાવ્યો હતો. મા, ભાઈ, બહેન અને આખા સમાજની સંમતિ ન હોવાં છતાં, તે બધાની ઉપેક્ષા કરીને પણ તે સત્યેશ સાથે લગ્ન કરવા તૈયાર થઈ ગઈ હતી—આ વાત પણ તેના મનમાં ઘૂમવા લાગી. પછી

શરૂઆતથી માંડીને તેણે સત્યેશ માટે શા શા વિચાર સેવ્યા હતા, શું શું કર્યું હતું, એ બધું તેના સ્મરણમાં આવ્યું. તે દિવસે તેણે બધા આત્મીય મિત્રોની અવહેલના કરીને, બધા આમોદપ્રમોદની ઉપેક્ષા કરીને, કેવળ એક સત્યેશની ખાતર મૈસૂર જવાનું પસંદ કર્યું હતું, એ વાત સત્યેશ ભૂલી ગયો? ત્યારબાદ ગૃહસ્થાઈમાં ફસાઈ રહીને, નિત્યનાં નાનાંમોટાં કામોમાં પણ માત્ર તેના તરફ લક્ષ્ય રાખીને, તેણે કેટલું કામ કર્યું હતું! તેનાં ખાવાપીવાથી માંડીને દૈનિક જીવનના પ્રત્યેક કાર્યમાં સૌથી વિશેષ, સત્યેશને કઇ વાત અનુકૂળ આવશે, એ જ ચિંતા— એનું જ ધ્યાન તેણે રાત-દિવસ રાખ્યું હતું. સત્યેશને આ ઘરમાં આજે એક વર્ષથી વધુ સમય થયો હતો, તે અરસામાં તેને એક વાર તલભાર અસંતોષ અથવા અગવડ થવા દીધાં નહોતાં—અને છતાં સત્યેશે એ વાતોનો વિચાર સુધ્ધાં પણ કર્યો નહિ! સત્યેશના તિરસ્કારે જે વાતમાં તેને સૌથી વધારે વીંધી નાંખી હતી, તે તેના પોતાના પ્રાણાધિક પ્રેમના અપમાનની હતી.

પ્રાતઃકાળે જ્યારે ઇલાની નિદ્રાનો ભંગ થયો, ત્યારે પણ તેને આ અપમાનનું જ્ઞાન વધારે પ્રમાણમાં હતું. તેથી જ તેણે લીલાની વાત માની લીધી હતી, અને તેની સાથે અહીં ચાલી આવી હતી. પરંતુ આ રીતે પોતાનું ઘર છોડીને મોટી બહેન સાથે ચાલી આવીને પોતે વિશેષ અપરાધ કર્યો છે, અને તેથી સત્યેશને આઘાત પહોંચાડયો છે, એવો જ્યારે તેને અનુભવ થયો, ત્યારે તેની મનોદષ્ટિનું ક્ષેત્ર જ બદલાઈ ગયું.

—'સત્યેશના પ્રાણાધિક પ્રેમનું મેં જ અપમાન કર્યું છે. સત્યેશ સાથે જે મતભિન્નતા થઈ છે તે મોટી બહેનને

કારણે જ થઈ છે,' આવો વિચાર થતાં ઇલાને શરમ ઊપજી. સત્યેશનું આ રીતે અપમાન કરવા બદલ તેને બહુ દુઃખ થયું. પછી તેણે બીજી પણ વાતોને ઊલટપલટ કરી જોઈ, તો ડગલેડગલે તે પોતાને જ દોષીત સમજવા લાગી. તેને જણાવા લાગ્યું : ખરી રીતે તો મેં સત્યેશ માટે કોઈ દિવસે કાંઈ ખાસ ત્યાગ કર્યો નહોતો; પરંતુ સત્યેશે મારે માટે બધું જતું કર્યું હતું. એ સર્વત્યાગી પ્રેમમર્યાદાની મેં પોતે રક્ષા નહિ કરી. ખરું છે, જે સર્વ દોષો અને અપરાધ માટે સત્યેશે મારો તિરસ્કાર કર્યો છે, તે સર્વ દોષ મેં કર્યા હતા. અંતરથી ગમે તેમ હોય, પણ બાહ્ય રૂપે હું સત્યેશની આગળ દોષપાત્ર થઇ હતી. દસ જણની વચ્ચે પ્રતિષ્ઠા રાખવા જતાં મેં સર્વદા એ દસ જણના મતનો જ અધિક આશ્રય લીધો હતો. સત્યેશના મતની તરફ કદી જ જોયું નહોતું. મારી દુર્બળતા જ આ બધા માટે જવાબદાર હતી. જ્યારે લોકોએ કહ્યું, 'સત્યેશે ઇલા પર એકાધિપત્ય જમાવ્યું છે,' ત્યારે મારું હૃદય કહેતું હતું—'વાત ખરી છે, એમાં નિંદાયોગ્ય કંઇ નથી, ઊલટું તે સ્તુતિપાત્ર છે.' છતાં, દસ જણાની આ વાત દ્વારા પ્રત્યક્ષ નિંદા સહન ન થઇ શકતી. તેથી મેં સત્યેશ વિરુદ્ધ યુદ્ધ કરવા સુધી જવાનો અપરાધ કર્યો હતો. જો મેં સૌની સમક્ષ ઉન્નત મસ્તકે મનની વાત—ખરી વાત કહી દીધી હોત, તો આજે આ વિપદમાં મુકાવું પડત નહિ. વળી, મેં આટલા દિવસ સુધી આ બધી વાતો એમનાથી છૂપી રાખી હતી, તે દામ્પત્યધર્મને અયોગ્ય કર્યું હતું.

આજ એ રીતે ઇલા દરેક વાતને યાદ કરી રહી હતી,

અને ઇંગ્લેંડગમે પોતાને દોષપાત્ર માની રહી હતી. વળી, સત્યેશ તરફ જરા દૃષ્ટિપાત પણ કર્યા વિના, જે લીલાને સત્યેશ આંખે પણ જોવા ઇચ્છતો નથી અને જેને પોતે પણ આદર્શ માનતી નથી તે લીલા સાથે પોતે ચાલી આવી—તે અપરાધ પણ તેની આંખોમાં સત્યેશની તમામ ત્રુટિઓને ઝાંખી પાડીને પર્વત જેવો દેખાવા લાગ્યો. અત્યારે ઘેર પાછી ફરવાનો તે કોઈ સુયોગ શોધવા લાગી. તેણે આશા રાખી હતી કે મિ. ઘોષ આવે વખતે સત્યેશને સમજાવી મનાવીને બોલાવી લાવશે, પરંતુ મિ. ઘોષનું તે વાત પર જરાય લક્ષ દેખાયું નહિ. બલકે, તે તો સત્યેશને વિશેષ દબાવવા માટે જ ઉત્સુક જણાયા. પછી તેણે ધાર્યું, કદાચ સત્યેશ પોતેજ આવશે. પરંતુ બાર વાગી ગયા અને તે આવ્યો નહિ, ત્યારે તેને ચટપટી થવા લાગી. ઇચ્છા થઇ કે ઘેર ચાલી જાઉં. પરંતુ મોટી બહેનના ભયથી તે તેમ કરી શકી નહિ. ત્યારબાદ અસ્થિર ભાવે, કોણ જાણે, તે શું શું વિચારો શોધી રહી!

મિ. ઘોષ ઓફિસે ગયા, તે પછી લગભગ એક કલાકે એક ચપરાસી ઇલાના નામની એક ચિઠ્ઠી લઈને આવ્યો. સત્યેશની ચિઠ્ઠી સમજીને ઇલા કંપિત પગે આગળ વધી. પરંતુ ચિઠ્ઠી ખોલીને તે નિરાશ થઈ ગઈ. ચિઠ્ઠી તેના પિતાએ લખી હતી. તેમાં લખ્યું હતું—

"પ્યારી પુત્રી—ઇલા,

નલિન દ્વારા જે કંઈ સાંભળ્યું છે, તેથી સ્તંભિત થઈ ગયો છું. આ શું કર્યું, પુત્રી ? તેં મારી વાત માનવાને પ્રતિજ્ઞા કરી હતી, યાદ છે ? ઘરે ચાલી જા. ત્યાં સાંજ પહેલાં હું આવીશ. સત્યેશને પણ લખ્યું છે.—તારો પિતા."

આ પત્રે ઇલા પર જાણે વજ્રપાત કર્યો. તે પ્રથમથી જ પિતાની ભક્ત હતી. પિતાના મતામત સાથે એકમત થઈ રહેવાનો તેને અભ્યાસ હતો. તે જ પિતાના આ તિરસ્કારથી તેણે મનમાં દઢ અનુભવ કરી લીધો કે પોતે અન્યાય કર્યો હતો. તેણે કંપતે હાથે પત્ર લીલાને આપ્યો. લીલા પત્ર વાંચીને ચિડાઈ. તેણે કહ્યું—"Nonsence ( છટ્ ) એ પાજી નમતો ન આવે, ત્યાં સુધી અહીં જ રહેવાનું છે. પિતાજીને તો કોણ જાણે શું થઈ ગયું છે ! તે જો કંઈ સમજતાકરતા હોત. તો આજ આ દુર્ગતિ ન થાત. વાંદરાના ગળામાં મુક્તાહાર પહેરાવવાથી જ આ પંચાત ઊભી નથી થઈ ?"

ઇલાને આ વાત ઠીક લાગી નહિ, પણ તે કંઈ બોલી નહિ. ચુપચાપ જઈને તે એક પુસ્તક વાંચવા બેસી ગઈ. પરંતુ તે વાંચી શકી નહિ. મનમાં ને મનમાં તે પોતાનો કોયડો જમાવવા લાગી. શા માટે પોતે લીલાની વાતની અવહેલના કરીને જતી રહેતી નથી ? જે સાચે જ કરવા જેવું છે, તે આ તુચ્છ સ્ત્રીનું નાક કપાઈ જવાના ભયથી શા માટે નથી કરતી ? તે કારણ સમજી શકી નહિ. પોતે કંઈ જ કરી શકતી નથી, તેથી તે પોતાની જાતને જ તિરસ્કારવા લાગી છતાં તે બહાર પણ નીકળી શકી નહિ.

પ્રાતઃકાળ થતાં મિ ઘોષ પોતાના એક મિત્રમંડળને સાથે લઈને ઘેર આવ્યા. મિત્રો મિસીસ મુખરજીની તરફ સહાનુભૂતિ દર્શાવવા આવ્યા હતા. દરો પર બેસીને ચા પીતાં પીતાં લીલા અને એ મિત્રો સત્યેશની ખૂબ ટીકા કરવા લાગ્યાં. કહેવામાં અતિશયોક્તિ નથી, એ લોકોએ આલોચના કરવામાં ભાષા પર કાબૂ રાખવાની જરૂર જોઈ નહિ.

ઇલાએ શરૂઆતમાં સભ્યતા દેખાડવાની કોશિશ કરી. તેમાંના એકાદ જણે પોતા તરફ સહાનુભૂતિ દેખાડવા માટે ધન્યવાદ પણ આપ્યો. પછી તો એ ક્રમની બધી વાત તેને અસહ્ય જણાવા લાગી. થોડી વાર તે ચૂપ બેસી ચા પીવા લાગી. અંતે જ્યારે ગાળગલોચની માત્રા ધીરે ધીરે વધવા લાગી, ત્યારે તે ઊઠી, ઊભી થઈ ને બોલીઃ "મોટી બહેન ! હું તમારે ત્યાં આ અપમાન સહન કરવા માટે નથી આવી !"

"જેના માટે ચોરી કરી તે જ કહે ચોર !" બધા સ્તબ્ધ થઈ ગયા. લીલાના મિત્રો આ રીતે વિશેષ ગભરાઈ ગયા. પરંતુ લીલા સળગી ઊઠીને બોલી—"ઓહો ! ખૂબ લાગી આવ્યું છે, તો પછી મારી સાથે આવી શા માટે ?"

ઇલાએ કહ્યું—"મેં ભૂલ કરી, હજાર વાર ભૂલ કરી. આ ચાલી." આમ કહી ઇલા તરત જ ખટખટ કરતી નીકળી ગઈ. ઘેર પહોંચ્યા પછી, તેણે જોયું તો ઘણીખરી ટ્રંકો સત્યેશના દીવાનખાનામાં પડી હતી. નોકરને હાક મારી, તેને પૂછ્યું, તો તેણે કહ્યું: "સાહેબ મને તેમનો તમામ સામાન, કપડાંલતાં, બિછાનું, બિસ્તર વગેરે પૅક કરવાનું કહી સવારના ક્યાંક બહાર ગયા છે."

ઇલાનું હૃદય કંપી ઊઠ્યું. તેણે પૂછ્યું—"ક્યાં જવાના છે ? કંઈ કહી ગયા છે ?"

નોકરે કહ્યું—"એ તો નથી બોલ્યા. પરંતુ કાલે જાપાની સ્ટીમર પર બધો સામાન મોકલી આપવાનું કહ્યું છે."

"જાપાની સ્ટીમર ! ત્યારે તો સત્યેશ હિન્દ છોડીને પોતે પોતાને દેશનિકાલ કરવા બેઠા છે !" ઇલાએ કંપતે

સ્વરે કહ્યું—"વારુ, સાહેબ કારખાનેથી પાછા આવ્યા નથી ?"

નોકરે કહ્યું—"જી, નહિ. ગાડી તેમને હાવરા સ્ટેશન પર મૂકી પાછી આવી છે."

કંપિત હાથો વડે ઇલાએ ટેલિફોનના રિસિવરને સ્પર્શ કર્યો, પણ કોણ જાણે કેમ તેનો હાથ પાછો પડ્યો. તેને થયું, "ત્યારે શું સત્યેશ ચાલી ગયા છે ? એક વાર પણ કંઈ કહ્યા વિના જ—એક વાર પણ ક્ષમાભિક્ષા માટે અવસર આપ્યા વિના જ તે ચાલી ગયા !" તેનું હ્રદય ભરાઈ આવ્યું. પરંતુ વૃદ્ધ નોકરની સામે, શરમને કારણે, તે રોઈ શકી નહિ.

નોકરને વિદાય કરીને ઇલા તરફડવા લાગી. જરા અહીંતહીં ટહેલીને તેણે પુનઃ ટેલિફોન પર જઈ એક ક્રિડલને બોલાવ્યો. તેની પાસેથી તેણે જે કંઈ સાંભળ્યું તેથી તેનું હ્રદય કંપી ઊઠ્યું. ચક્કર આવતાં તે પડતાં પડતાં માંડ રહી ગઈ. એક ક્રિડલે ફોનમાં કહ્યું હતું, "મોરિશિયસમાં એક શાખા કારખાનું ખોલવા માટે મારે જવાની વાત હતી. કાલે જ નિપન યુસેન કાઇશાની સ્ટીમરમાં જવાનો મારો વિચાર હતો, પણ આજ સવારે જ સત્યેશે આવીને કહ્યું—હું પોતે જ ત્યાં જઈશ, તમે કલકત્તામાં જ રહો. આ પ્રબંધ કરીને તે લગભગ ત્રણ વાગે ઑફિસથી ચાલી ગયા છે. એમનો હુકમ છે, કે જરૂરી સામાન તથા કાગળપત્રો માણસ સાથે સ્ટીમર પર મોકલી આપજો. રેલરસ્તે મદ્રાસ જઈ ને, ત્યાંથી તે સ્ટીમરમાં બેસવાના છે."

ઇલા બેઉ હાથે માથું પકડી બેસી ગઈ—"ત્યારે શું

ખરેખર એ ચાલી ગયા ? શું હવે તેમને પાછા નહિ વાળી શકું ? ” વિચારતાં એનું હૃદય અસ્થિર બની ગયું.

સાંજને સમયે ચેટરજીસાહેબ આવ્યા. તેમના મુખ પર ભારે ગભરાટનાં ચિહ્ન હતાં. આવતાં જ છલા તેમની છાતીએ મોં નાંખી રડવા લાગી. ચેટરજીએ તેને યથાશક્ય શાંત કરતાં કહ્યું, “ સત્યેશ ઘેર નથી આવ્યા ? ”

છલાએ રડતાં રડતાં મૅક ક્રિંડલ સાથેની વાતચીત કહી. ચેટરજી ચિંતાતુર બની ગયા. છલાને શાંતવન આપી તે વિચારવા લાગ્યા. થોડી વાર રહીને છલાએ કાતર ભાવે કહ્યું—“ બાપુ ! હવે મારું શું થશે ? ” આટલું કહી રડતાં રડતાં તેણે ફરી ચેટરજીની છાતીમાં મોં છુપાવી દીધું.

વૃદ્ધ ચેટરજી છલાના વિખરાયેલા વાળમાં હાથ પસારતાં વિચાર કરવા લાગ્યા. પછી છલાને બેઠી કરી તેમણે સત્યેશના શોફરને બોલાવ્યો. તે કહી શક્યો નહિ, કે તેના સાહેબે કયા સ્ટેશનની ટિકિટ કપાવી હતી. આમ છતાં, વાતમાં એટલો પત્તો લાગ્યો કે સત્યેશ બી. એન. રેલવેમાં તો ગયો નથી જ. આ જાણી તેમણે છલાને કહ્યું—“ તું નકામી ગભરાય છે. મને વિશ્વાસ કે સત્યેશ વર્ધમાન ગયા છે—તેમના પિતાને મળવા માટે. ત્યાંથી ફરીને મદ્રાસ જાય એમ લાગે છે. હું હમણાં જ વર્ધમાન તાર કરી દઉં છું. ”

ચેટરજીએ માત્ર વર્ધમાન જ તાર ન કર્યો, નિપન યુસેન કોર્પોરેશનના અંગ્રેજ એજંટને પણ ટેલિફોન કર્યો. તેની સાથે ચેટરજીને ઓળખાણ હતી. ટેલિફોનમાં વાતચીત કર્યાના પરિણામે જે સ્ટીમરમાં સત્યેશની જવાની વાત

હતી, તે સ્ટીમરમાં મદ્રાસ જવા માટે બે કૅબિન રિઝર્વ કરાવી લીધી.

બધી વ્યવસ્થા થઈ રહ્યા પછી ચેટરજીએ ઇલાને કહ્યું—"તારે ચિંતા કરવાની કોઇ જરૂર નથી. સત્યેશ જરૂર મળશે. ઘણું કરીને તો તે કાલે અહીં આવશે. અને ન આવે તો આપણે તેના બધા સામાન સાથે મદ્રાસ જઇશું, ત્યાં તેમને જરૂર પકડી પાડશું. તેમને માટે પાછા આવવાનું સંભવિત છે કે નહિ, તે કાલે સવારે જ મેક ક્રિંડલને પૂછીને નક્કી કરશું. તારે જરા પણ ગભરાવા જેવું નથી."

બધી વાતો સાંભળીને ઇલાને કંઈક ધીરજ બંધાઈ.

ચેટરજીએ કહ્યું—"દીકરી! મારી વાત સાંભળ. મેળાપ થાય કે તરત તેમની ક્ષમા માગજે. માત્ર એક જ જણની ભૂલથી કોઇ દિવસ ટંટો થતો નથી. તારા માટે ઘણીઘણી વાતો કહેવા જેવી છે. તેમને માટે ઘણી વાતો જવાબ આપવા જેવી છે. પરંતુ મારું માનતી હો, તો કોઇ વાતનો ઉત્તર ન આપતી. દરેક વાતનો જો ન્યાયી ઉત્તર આપવામાં આવે, તો જગત એક દ્વંદ્વક્ષેત્ર બની જાય. માન કે તને કદાચ એ એક અનુચિત વાત પણ કહી દે. તો તેથી કંઈ વિશેષ હાનિ થવાની નથી. પણ જો તેનો ઉત્તર આપવામાં આવે, તો વાત વધી પડે, અને વિશેષ અન્યાય થાય. આથી જ કહું છું, દીકરી! આ વખતે મળવું થાય ત્યારે કોઈ અનુચિત વાતનો પણ સામો જવાબ ન આપીશ."

ઇલાએ કંઈ ન કહ્યું. તે કહેવા ઇચ્છતી હતી કે આજ સુધી તેણે એક પણ વાતનો ઉત્તર દીધો નહોતો, કેવળ સાંભળ્યાં જ કર્યું હતું. પરંતુ આ વાત પણ ન કહીને તેણે

પિતાની મર્યાદા રાખી.

ચેટરજી ચાલી ગયા. ઇલાએ પોતાની સાથે લેવાનાં કપડાંલત્તાં અને અસબાબને પેક કર્યો. પોતાની ગેરહાજરીમાં ઘરબારની શી વ્યવસ્થા થશે, તે બધું તેણે મનમાં જ નક્કી કરી લીધું. આ રીતે ગોઠવણ કર્યા પછી તે મોડી રાત સુધી વિચારોની ગડમથલમાં રહી, અને છેક મોડી રાતે તેને નિદ્રા આવી ગઈ.

યોગ્ય સમયે તેની ઊંઘ ઊઘડી ગઈ. તે બહાર આવી ત્યાં જ તેને એક તાર મળ્યો. સહજ ગભરાટ અને કંઈક અસંભવ આશા સાથે આશાન્વિત થઈને તેણે તાર ખોલ્યો. વાંચીને તે દિઙ્મૂઢ બની ગઇ. સત્યેશના પિતાએ તાર આપ્યો હતો કે સત્યેશ વર્ધમાનમાં માત્ર બે કલાક રોકાયો હતો, ત્યાર બાદ તે કલકત્તા ચાલી ગયો હતો.

"ત્યારે હવે એ ક્યાં હશે! કદાચ કાલે કલકત્તા આવ્યા હશે, તો આજે એ અહીં જ હોવા જોઇએ!" એમ વિચારી કંઈક ગભરાઇને તેણે મોટર તૈયાર કરવાનું કહ્યું, અને ફોન ઉપર ગઈ. જેટલી સંભવિતઅસંભવિત જગા હતી, તે બધીને તે શોધી વળી—બધે પૂછ્યું, પણ કોઈ સત્યેશનો પત્તો આપી શક્યું નહિ.

ચેટરજીએ આવીને જોયું તો ઇલા બહુ જ આકુળ-વ્યાકુળ થઈ ગઈ હતી. તેમના હાથમાં તાર આપીને ઇલા શુષ્ક મુખે તેમના તરફ જોવા લાગી. ચેટરજીએ ઇલાને ચા પાઇને કહ્યું—"તું અકળા નહિ. આજે જ આપણે સ્ટીમર પર જવાનું છે. માટે તૈયાર રહેજે. હું એક વાર મેક ફિંડલને મળી આવું."

આટલું કહી ચેટરજી ચાલી ગયા. ઇલા પોતાના ઓરડામાં જઈ પલંગ પર પડી. તેનું શરીર તથા મન બંને અત્યંત ખેદયુક્ત થઈ ગયાં હતાં. તેને ઊંઘ આવી ગઈ. ઊંઘમાં તેને સ્વપ્નું આવ્યું—" સત્યેશ પાછો આવી ગયો છે. ઇલા લજ્જાને લીધે તેની સામે જઈ શકતી નથી—જાણે તેના પગ જકડાઇ ગયા છે. મોં પણ જાણે સિવાઇ ગયું છે. સત્યેશ બધો સામાન ગાડીમાં રખાવી, મોટરમાં જઇ બેઠો. ઇલાએ આ બધું ઘરમાંથી જોયું. પછી પોતે વેગ કરીને ઊઠીને જેવી સત્યેશની પાસે જવા લાગી, ત્યાં ડોલું ખાઇ પડી ગઈ."

અને એ જ વખતે સાચેસાચ એ પલંગ પરથી નીચે પડી ગઇ અને પોતાને સંભાળવા લાગી. પરંતુ જાગતાં જ તેણે સાંભળ્યું, તો જાણે સત્યેશ શોફરને કહી રહ્યો હતો 'નાવડી ઓવારે.' ઇલા ચોંકી ઊઠી, અને આંખો ચોળતી ઊભી થઇ. ખરેખર સત્યેશ આવી ગયો હતો. ભાડુતી ગાડીમાં સામાન મુકાવીને તેને નાવડી ઓવારે લઇ જવાનું તે કહી રહ્યો હતો. ઇલા ઊઠીને ઊભી થઇ. તેનું હૃદય ભયંકર રીતે ધડકવા લાગ્યું. હૃદય દબાવીને તે થોડી વાર ઊભી રહી. તે જ વખતે સત્યેશ ગાડી રવાના કરી જમવાના ઓરડામાં ગયો.

આયાએ તરત જ આવીને ઇલાને કહ્યું—" બાઇસાહેબ! સાહેબ આવ્યા છે. ભોજનખંડમાં બેઠા છે." ઇલા કંઈ પણ કહ્યા સિવાય ભોજનખંડમાં જઈ પહોંચી. સત્યેશે એક વાર દૃષ્ટિ ઊંચી કરીને જોયું, પરંતુ કશું બોલ્યો નહિ. ઇલા ખુરશી પર જઇને બેસી ગઈ. તે પણ કંઇ બોલી શકી નહિ. નોકર તેની આગળ પણ ભોજનની એક થાળી

મૂકવા આવ્યો, પણ ઇલાએ તેને મના કરી.

સત્યેશ ચુપચુપ ખાવા લાગ્યો. ઇલા નોકરને બેચાર શબ્દો કહેવા ઉપરાંત કશું ન બોલી. ભોજન પૂરું થતાં સત્યેશ ઊઠયો. એટલે ઇલા તેની નજીક ગઇ અને હાથ પકડીને નીચું જોઇ બોલી—'તમે ક્યાં જાઓ છો ?' આટલું કહેતાં તેનો કંઠ ભરાઇ ગયો.

સત્યેશે કહ્યું— "મોરિશિયસ." થોડી વાર તે મૌન રહી બોલ્યો—"તારે કોઇ પણ પ્રકારે ચિંતા કરવાની જરૂર નથી. મેં અહીંની ઓફિસને ફરમાવી દીધું છે. તેઓ તને દર મહિને ૫૦૦ રૂપિયા આપ્યા કરશે. ઘરબાર, ગાડીઘોડા બધું રહેશે. તને કોઇ રીતે તકલીફ નહિ પડે."

ઇલાનું હૃદય ફાટવા લાગ્યું. તેને રડવું આવી રહ્યું હતું. કેટલીય વાતો તેના હૃદયમાં ગડમથલ મચાવી રહી હતી; પરંતુ તે એક પણ વાત કહી શકી નહિ. ગળા સુધી આવીને તે બધી રહી જતી હતી. આથી, અંતે તેણે આટલું જ કહ્યું: "કેમ જાઓ છો ?"—આટલું કહી તેણે પોતાનાં બંને કરુણ નેત્રો સત્યેશ પર સ્થિર કરી દીધાં. સત્યેશે પણ એક વાર તેના તરફ જોયું. સત્યેશના મનમાં જાણે એક શંકા ઊઠી. જાણે એક જ દિવસમાં ઇલા એક પ્રકારની માંદી જેવી બની ગઇ હતી. એ જોઇને સત્યેશને શંકા પડી, પરંતુ પોતાના મનોભાવને સંભાળી તે ધીર ભાવે બોલ્યો—"કેમ ? તો કહું છું. જ્યારે જવાનો જ છું, ત્યારે બધી વાતો સ્પષ્ટ કરીને તને સમજાવી જવી એ જ ઠીક છે. પરંતુ અહીં નોકરોની સામે નહિ—ચાલ પેલા ખંડમાં."

બન્ને જણાં દીવાનખાનામાં ગયાં. સત્યેશે ઇલાને ખુરશી

પર બેસાડી, અને પોતે તેની સામે ઊભો રહી કહેવા લાગ્યો: "મેં કંઇ પરાણે ક્રોધે ભરાઇને આમ નથી કર્યું. મેં સારી રીતે વિચારી લીધું છે, કે તારા અને મારા સાથે રહેવાથી બન્નેનું જીવન વ્યર્થ બની જશે. હિન્દુધર્મ અનુસાર આપણા બન્નેના વિવાહ થયા છે. આથી, લગ્ન ફોક કરવાનો કોઇ ઉપાય નથી. આથી જો આપણે બન્ને એકસાથે રહેવાની શરૂઆત કરીએ, તો તને પણ મુશ્કેલી નડશે અને મને પણ મુશ્કેલી પડશે. તેમાં કોઇનો દોષ નથી. મૂળ વાત એ છે કે આપણી એકબીજાને માટેની તૈયારી નથી. તારી મોટી બહેને ઠીક કહ્યું હતું—આ તો વાંદરાના ગળાનો મુ-ક્તાહાર છે. અને, જો હું દૂર થઇ જાઉં, તો તું પણ આનંદ-થી જીવન વ્યતીત કરી શકશે, ને હું પણ અધિક નિશ્ચિંત થઈ શકીશ. આથી હું જાઉં છું. જીવનના આરંભમાં જ હું મોટી ભૂલ કરી બેઠો છું. મોટી મોટી આશાઓ સાથે મેં તારી સાથે વિવાહ કર્યો હતો. અનેક સ્વપ્નાં જોયાં હતાં. આજે જોઉં છું—એ બધો ભ્રમ હતો. પરંતુ તેથી શું બે જીવોને એકદમ વ્યર્થ કરી દેવા? જો તું તારે માર્ગે જાય અને હું મારે માર્ગે જાઉં, તો હજી પણ આપણે બન્ને જીવન સાર્થક કરી શકીએ તેમ છીએ. પરસ્પરના પ્રેમની વાત છોડી દઇને પણ જીવનની સાર્થકતા થઇ શકે છે."

. ઇલાએ બધી વાત ન સાંભળી, ન સાંભળી શકી. તે સાંભળવાની તેને આવશ્યકતા દેખાઈ નહિ. પૂરી થતાં જ તેણે માત્ર એટલું જ કહ્યું—"મારી એક વાત માનશો? મેં તમને ત્રાસ આપ્યો છે, એ મારા ભાગ્યનો દોષ છે. હું ગુનેગાર છું. પરંતુ મને આટલી મોટી શિક્ષા કરતાં પહેલાં

એક વધારે વાર મારી પરીક્ષા કરી જોશો? હું છ મહિનાનો જ સમય માગું છું. એક વાર ફરી મારી પરીક્ષા લેજો. છ માસના સમય પછી તમે મને ઠોકરે લેશો તો હું તમને નહિ રોકું"

સત્યેશે કહ્યું—"જો ઇલા, તું ભણેલીગણેલી છે. સાધારણ સ્ત્રી જેમ વાત ન કર. આપણો સંબંધ કેવો છે તેનો સારી રીતે મનમાં વિચાર કરી જો. તને ઠોકરે લેવાની કોઈ જ વાત એમાં નથી! તેં અને મેં એક સંસાર ઊભો કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ જોઈ લીધું કે આપણું ચરિત્ર, શિક્ષણ, અને આપણી દીક્ષા એટલાં તો વિપરીત છે કે આપણે એકબીજાને વીંધ્યા વિના રહી શકતાં નથી. જોઈ લીધું છે કે આપણો સંસાર બનાવવાનો experiment (અખતરો) સફળ થયો નથી. આથી તેને પડતો મૂકવો જ ઇષ્ટ છે. એને લઇને કોઈ પણ પ્રકારે રોવું-કકળવું, ઝગડોઝંઝટ કરવાં એ તારા જેવી બુદ્ધિમાન સ્ત્રીને શોભારૂપ નથી. વળી છ મહિનાની મુદ્દત લેવાથી કંઈ લાભ નથી. આપણી પ્રકૃતિ જ એવી છે કે ગમે તેવી ચેષ્ટા કરવા છતાં આપણે જીવનને સુખી કરી શકીશું નહિ. આથી, જો આપણે છ મહિના ફરી સંસાર બનાવવા બેસીએ, તો આપણે એકબીજાને આ રીતે કષ્ટ જ આપશું, અને તું ખૂબ પ્રયત્ન કરીને તારા સ્વભાવને થોડો સમય દબાવી રાખશે. તને એવી સ્થિતિમાં રાખવી એ મને ઠીક લાગતું નથી—અને તેમ કરવાનો મને કોઈ અધિકાર પણ નથી."

તે જ વખતે ઇલાએ ઊઠીને સત્યેશના પગ પકડી

લીધા. આંખોનાં જળથી પોતાનાં હૃદયને ભરી દઈ, તે સત્યેશના મુખ તરફ જોવા લાગી—" મને મારી ન નાખો —જીવવા દો. તમે મને છોડી જશો, તો હું બે દિવસ પણ જીવીશ નહિ. મારા પર દયા કરો. છ માસ નહિ તો બે મહિનાનો સમય આપો !"

સત્યેશે થોડી વાર ચૂપ રહી ઇલાને ખેંચીને પોતાની છાતી નજીક લીધી. તેની આંખોમાં પણ અશ્રુ ઊભરાતાં હતાં. તેણે ઇલાને હૃદયસરસી લઈ તેના કંપિત અધરોનું ચુંબન કર્યું. તે બીજો એક શબ્દ પણ ન બોલ્યો.

થોડી વાર પછી ચેટરજી સાહેબ મેક ક્રિડલને લઇને આવી પહોંચ્યા. સત્યેશને જોતાં જ તે વિસ્મિત થયા અને તેમણે ઇલા તરફ જોયું. ઇલાનું પ્રસન્ન વદન તથા એની આંખો જોઇને તે બધું પામી ગયા.

ચેટરજીએ આવીને કહ્યું—" તો બધું પતી ગયું ને ? ત્યારે, મેક ક્રિડલે જ મોરિશિયસ જવાનું ને ?"

સત્યેશ બોલ્યો—" નહિ, હું જ જઇશ."

ઇલા અને ચેટરજી શંકિત ભાવે તેના મુખ તરફ જોવા લાગ્યાં.

સત્યેશે કહ્યું—" ઇલાને જરા કાળાપાણીની પેલી પાર સહેલ કરાવી લાવું. શું કહે છે, ઇલા ?"

ઇલાનું મુખ ઉજ્જવળ બની ઊઠયું.

સત્યેશ અને ઇલા તે જ સ્ટીમરમાં મોરિશિયસ જવા ઊપડ્યાં.

[ ૯ ]

**છ માસ** પછી સત્યેશ અને ઇલા કલકત્તા પાછા ફર્યા, ત્યારે કલકત્તાની મિત્રમંડળીમાં સ્વાગતસત્કાર અને અભિનંદનોની ધૂમ મચી રહી. મોરિશિયસમાં સત્યેશે મેસાચ્યુસેટ્સ મશીનરી લિમીટેડનો કારભાર જમાવ્યો હતો, અને ત્યાં એક યોગ્ય પ્રતિનિધિની નિમણૂંક કરી તે પાછો ફર્યો.

કલકત્તા પાછા ફરતાં જ સત્યેશે જોયું, તો તેના પિતા મૃત્યુશૈય્યા પર હતા. આ સમયે તે પેનશન લઇને કાશીનિવાસ કરી રહ્યા હતા. કાશીમાં તેમને લકવો થયો હતો, તેમાંથી તેઓ બચી તો ગયા; પણ પછી તરત જ અરધું અંગ જૂઠું થઇ ગયું, અને તેમને આવી અવસ્થામાં પથારી લેવી પડી. તેઓ ત્રણચાર માસથી પડયા હતા. આ વખતે તેમની સ્થિતિ ખૂબ ખરાબ હતી. કલકતા આવ્યા પછી સત્યેશે કાશી જવાની તૈયારી કરી. ઇલા પણ સાથે જ હતી, તેણે સત્યેશનો સાથ કેમેય ન છોડચો. એ પછી લગભગ એક મહિના સુધી વૃદ્ધ કાલીબાબુ મરણપથારીએ રહ્યા અને પછી સર્વ યંત્રણાઓથી મુક્તિ પામ્યા. પરંતુ આ એક

મહિનામાં તેમના સંતપ્ત હૃદયને ઘણા સમય પછી શાંતિનો આસ્વાદ મળ્યો હતો. ઇલાએ આ એક માસ સુધી બીમાર સસરાની પથારી આગળ ઊભી રહી તેમની એક દેવીની જેમ એવી સેવાચાકરી કરી, અને સાથેસાથે ગૃહસ્થજીવનમાં એવી શાંતિ તથા સુવ્યવસ્થા આણી કે કાલીભૂષણ બાબુ તેમજ ત્યાં રહેલાં બન્ધુ–બાંધવો તેની નિષ્ઠા, ચેષ્ટા અને કૌશલ્ય જોઈને જાણે કે અવાક્ થઇ ગયાં.

સત્યેશની બહેન મનોરમા એક દિવસ રડતાં રડતાં બોલી—" ભાભી, તમે આટલું બધું જાણો છો, આટલું કરી શકો છો—મને થાય છે, તમે જો શરુઆતથી જ પિતાજી પાસે રહ્યાં હોત, તો આ જ તેમની આ દશા ન થાત."

ઇલા કેવળ રોઇ પડી—તેનાથી કશું કહેવાયું નહિ. તેના મનમાં પણ એ જ હતું કે માત્ર સેવા અને ચાકરીના અભાવે જ તેના સસરાની આ ઉમરે આ દશા થઇ ગઇ હતી. જો તે પોતે તેમની પાસે ઘેર રહીને પોતાનો સમય સસરાની પૂજા અને સેવામાં ગાળતી હોત તો આજે યમ તેને અડી પણ શકત નહિ. એમ કેમ ન થયું?

કાલી બાબુ પણ અવાક્ હતા. અંત સુધી તેમનું જ્ઞાન અતૂટ હતું. પરંતુ જીભ લથડી ગઇ હતી, માત્ર ઇશારા દ્વારા જ તેમની વાતોનો ભાવ સમજવો પડતો. છતાં કોણ જાણે કેમ, ઇલા તેની દરેક વાત અને દરેક ઇશારત તરત સમજી જતી હતી. બીજું કોઇ તે સમજી શકતું નહિ. વચ્ચે વચ્ચે કાલી બાબુ નીરવ નજરે સત્યેશ તથા ઈલાના મુખ તરફ પ્રશંસાપૂર્વક જોઈ ચૂપચાપ આંસુ વહાવ્યા કરતા. એ વખતે ઇલા આંસુ છુપાવીને તેમની આંખ લૂછી નાખતી, અને કોણ જાણે કેવી

વાતો કરીને તેમના હૃદયને સાંત્વન આપતી. તેમના મનની બધી વાતો સમજી જઇને, તે ઉત્તર આપતી હતી—આથી જ એની સાંત્વનાથી વૃદ્ધનું મોં આનંદથી ઝળકી રહેતું હતું.

મૃત્યુને આગલે દહાડે ચેટરજી સાહેબ આવ્યા. તે દિવસે કાલીબાબુ ખૂબ શાંત અને સ્વસ્થ જણાતા હતા. ચેટરજીને જોઇ તે તેમના તરફ થોડી વાર જોઇ રહ્યા. બાદ ઇલાને જોવા માટે તેમણે પથારીને માથે આંખો ફેરવી. ઇલા બાજુના ઓરડામાં ગઇ હતી. સત્યેશે ઇશારો કરતાં જ તે આવી ઊભી. કાલીબાબુએ ઇશારત વડે તેને કંઇક સમજાવી અને તેના પિતાને તે જણાવવા કહ્યું. ઇલા સમજી ગઇ, પણ તેણે પોતાના પિતાને કંઈ ન કહ્યું. માત્ર પોતાના શ્વસુરને કહ્યું—" છિઃ ! તમે આવી નકામી વાતો શીદને કરો છો ?" આટલું કહી સાડીનો છેડો મુખ પર ઢાંકીને તે રડી પડી. કાલીભૂષણે ઘણા દિવસ પછી આજે પોતાનો ધ્રૂજતો હાથ ઊંચો કર્યો, ને મુખ પરથી અંચળ દૂર કર્યો. સ્પષ્ટ શબ્દે તે બોલ્યા— " રડ નહિ, પિતાજીને કહે !"

ઇલાએ તેમના મુખ તરફ જોયું. તેમની વ્યગ્રતા જોતાં તેને લાગ્યું કે કહ્યા સિવાય ચાલે તેમ નથી. ચેટરજીએ પૂછ્યું " તેઓ શું કહેવા માગે છે, બેટા ? મને કહે."

ઘણા પ્રયત્ન છતાં ઇલા કહી શકી નહિ. પરંતુ સત્યેશ હવે વાત સમજી ગયો હતો. તેણે કહ્યું—" ઇલાની સંભાળ પોતે ન લઈ શક્યા, તે બદલ ખેદ પ્રકટ કરી રહ્યા છે."

કાલીબાબુએ પણ એ જ મનોભાવ પ્રગટ કર્યો. પછી ખૂબ યત્ન કરીને ચેટરજી બાબુ તરફ જોઇને બોલ્યા—"તમે રત્ન આપ્યું હતું—ઓળખી ન શક્યો."

ઇલા રડતી રડતી બોલી—" આવે વખતે આ વાતો કરીને મને અપરાધી ન કરો. મને ખબર છે, મેં તમારી આગળ કેટલાય અપરાધ કર્યા છે. તમારી નજીકમાં સ્થાન પામી નહિ, એ મારો અપરાધ જ છે ને ! "

કાલીબાબુની બન્ને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. ચેટરજીએ તેમને સાંત્વન આપવાની ચેષ્ટા કરી. પરંતુ તેમની બન્ને આંખો આંસુથી ભરાઈ ગઈ. ઘણે દિવસે કાલીભૂષણ બાબુ આજે એ વાતો કરીને સર્વકાળને માટે નિર્વાક થઈ ગયા. બીજે દિવસે પ્રભાતમાં તેમણે સ્વર્ગારોહણ કર્યું.

સત્યેશ કલકત્તા પાછો ફર્યો. અહીંથી વતનમાં જઇને પ્રાયશ્ચિત્ત અને શ્રાદ્ધ કરવાનું નક્કી કર્યું. ઇલાએ તેની રીતેય એનો સાથ ન છોડ્યો. તે પણ સાથે ગઈ. તે વખતે વર્ષાઋતુ હતી. આખુંયે વિક્રમપુર પાણીમાં બોળાયેલું હતું. અપાર જલરાશિની વચ્ચે એકેએક ઘર એકેએક મહોલ્લો દ્વીપનો આભાસ આપતાં હતાં. સત્યેશે ઇલાને પૂછ્યું—"કેવું લાગે છે ? "

નૌકા પર બેઠલાં એ બન્ને વાર્તાલાપ કરી રહ્યાં હતાં. નીલ આકાશમાં વાદળીઓનાં જૂથ ચારે બાજુ દોડી રહ્યાં હતાં. મધ્યમાં શ્વેત ચંદ્ર વાદળીઓના દળ ઉપર પોતાનો સ્નિગ્ધ પ્રકાશ ફેંકી તેને ઉજ્જવળ કરી રહ્યો હતો. તે અપાર જલરાશિ ચંદ્રના પ્રકાશમાં ઝગઝગી રહ્યો હતો. નાવિકો તાલપૂર્વક હલેસાં મારીને પાણીમાં ચાંદીની ઝલક ઉત્પન્ન કરી રહ્યા હતા. દૂર દૂર, ગામનાં વૃક્ષો અંધકારમાં ચાંદનીના આવરણમાં ચોરની જેમ છુપાઇને ઊભેલાં હોય તેમ દેખાતાં હતાં.

ઇલાએ કહ્યું—" ઘણું સુંદર ! "

આ નીરવ ને નિર્જન અંધકારમાં ઇલાને મનમાં થવા લાગ્યું કે તેઓ આ જગતમાં જ નથી—કોઇ અજ્ઞાત જાદુની નૌકા પર ચડીને, તે બન્ને જાણે સ્વર્ગલોકને રસ્તે વાદળાંઓની વચ્ચેથી યાત્રા કરી રહ્યાં હતાં. જાણે તેની આંખો સમક્ષ સમસ્ત જીવનનું સ્વર્ગ નીલ આવરણની અંદરથીય સ્પષ્ટ રૂપે પ્રકટ થઇ રહ્યું હતું. તેણે સત્યેશના હાથને વળી જોરથી દાબ્યો, અને કહ્યું—"ઘણું જ સુંદર ! સમુદ્રની સપાટીથી પણ સુંદર !"

સત્યેશનું પૈતૃક વાસગૃહ ઘણા દિવસથી પરિત્યક્ત દશામાં હતું. તેના આગમનની ખબર મળી, એથી એ ઘર ઝાડીઝૂડીને લીપીગૂંપીને સાફ કરવામાં આવ્યું. પરંતુ બાલીગંજના તે સુરમ્ય બંગલાની તુલનામાં આ એક અંધારિયા કૂવા જેવું હતું, એમ કહી શકાય. સત્યેશે ઇલાને કહ્યું—"તારે ઘેર આવવાની જરૂર નથી. તું અહીં બોટમાં જ રહેજે. એ ઘરમાં તું નહિ રહી શકે."

ઇલા સત્યેશના મુખ તરફ જોઇ જરા હસીને બોલી: "એમ ન ચાલે."

"કેમ ? અગ્નિમાં પડવું છે શું ?"

"અગ્નિમાં પડીને જ તો સોનું શુદ્ધ થાય છે, એ નથી જાણતા ? પારસ પથ્થર સાચો નથી, સાચો તો અગ્નિ જ છે."

રાત અને દિવસ એકધારી વૃષ્ટિથી કામકાજવાળુ ઘર લોકોની અવરજવરને કારણે કાદવકીચડથી લદબદ થઇ ગયું હતું. આમાં બધાં શ્રાદ્ધના આયોજન માટે દોડાદોડ કરી રહ્યાં હતાં. ઇલાને સૌથી વધુ કામ હતું.

તેને સૌથી વિશેષ દોડધામ કરવી પડતી. વૉટરપ્રૂફ ડગલો પહેરીને તે ચારે બાજુ આવજાવ કરી બધી ગોઠવણ કરી રહી હતી. એક દિવસ સવારે ગોઠણભર કીચડમાંથી નીકળીને, ભીંજાતી ભીંજાતી તે પોતાની સૂવાની ઓરડીના વરંડામાં આવીને ઊભી રહી. તેના શરીર પર વરસાદી ડગલો ન હતો. માત્ર માથે જરા આવરણ હતું. હાથે કડું ને ચૂડી હતાં. આખે હાથે હળદરનો લેપ હતો. વરંડામાં પાણી રાખ્યું હતું અને અંગુછો પણ ટાંગ્યો હતો. તે હાથ પગ ધોઈ ઘરમાં ગઈ. સામે જ સત્યેશ નજરે પડ્યો.

સત્યેશ બોલ્યો—"કેમ ઇલા, કેવું લાગે છે ? બહુ સુંદર ? કેમ કેવો કીચડ છે ? કેવું પાણી જ પાણી થઈ ગયું છે ? કેવું જળબંબોળ છે ?"

ઇલાએ હાસ્યમય નેત્રે સત્યેશ તરફ જોયું, અને બોલી: "મશ્કરીની વાત નથી. ખરેખર સુંદર છે ! જમીનની માટી જળવાયુ સાથે કેવી ચોંટી ગઈ છે—પ્રકૃતિ સાથેનું તેનું કેવું મિલન છે ! આનું નામ Life (જીવન) ! આનાથી વધુ સુંદર બીજું શું હોઈ શકે ?" તેના ગાલ અને હોઠો ઉપરની લાલાશ દ્વારા જાણે જીવન પ્રગટ થઈ રહ્યું હતું. સત્યેશ તેના એ સ્વરૂપનો ઉપભોગ કરી રહ્યો હતો.

સત્યેશ બોલ્યો—"ઇલા ! તેં મારી જીભ જ બંધ કરી દીધી. મારો તો આ દેશ સાથે લોહીમાંસનો સંબંધ છે. મને વિશ્વાસ છે, હું આ જમીનને બહુ પ્યાર કરું છું. તોપણ હું પાગલ જેવો બની ગયો છું. પાણી ને કીચડ, કીચડ અને પાણી ! ઘરમાંથી સારા માણસને ઠીક રીતે બહાર નીકળવાનોય રસ્તો નથી. અને તું કહે છે કે બહુ સુંદર છે ?"

ઇલા હસીને બોલી—" તમે એક ખોટો ખ્યાલ બાંધી બેઠા છો. અહીં આવતી વેળા સારા ખ્યાલને તમે પેટીમાં બંધ કરી મૂકયો છે, એજ ભૂલ છે. અહીં પ્રકૃતિ પોતાના કીચડથી વરદ હસ્ત પ્રસારી આલિંગન કરવા આવી છે. ભલમનસાઇનો પોશાક છોડીને આવ્યા વિના તેના અંતરનો ઉપભોગ કઇ રીતે કરી શકાય ?"

" વળી, આ દેશના લોકો પણ મને પાગલ બનાવી કાઢશે. બધા લોકો એવી મહેનત કરે છે કે મારે કામ જ ન આવે. સુયોગ જોઇને મારું અપમાન કરવા માટે કોઇ ચૂકયું નથી. કેવા છે એ બધા લોકો ! મનુષ્યત્વને હિસાબે મારા કારખાનાના પેલા મજૂરો કરતાંયે અધમ છે—જીવનભર ખાવુંપીવું, ફરવું અને ખરાબ કામોમાં લાગ્યાં રહેવું. બસ, આ જ કામ છે, ભગવાને તેઓને માણસ કેમ બનાવ્યા છે, તેનો તેઓ એકવાર પણ વિચાર કરતા નથી. ખેર ! કબૂલ, પ્રકૃતિ તારી સમીપમાં આવી પહોંચી છે, પરંતુ અહીંના માણુસોએ તને ત્રાસ નથી આપ્યો.?"

" બિલકુલ નહિ. હું તો જોઉં છું કે તેઓ સહૃદય છે. તેઓ હંમેશાં આપણી પ્રશંસા કરે છે, અને દરેક વાતમાં તેઓ આપણા વિચારને સાથ આપે છે. આપણી આવશ્યકતાને સમજીને તેઓ કામ કરે એવી આપણે આશા જ કરતા નથી. એમ થઇ પણ નહિ શકે. પેલા ઘરમાં મોટાં વહુજીમહારાજ રહે છે. તે પેલે દહાડે આવીને, કોણ જાણે, મને શું ને શું કહી ગયાં—તે બકી ગયાં: હું બેશરમ છું, નફફટ છું. છતાં મને તેથી જરા પણ ક્રોધ નથી થયો. હું લાજ નથી કાઢતી, સૌની સામે ખુલ્લે

મોંએ ફરું છું, મહોલ્લાના ભલભલા માણુસો સાથે બેસીને વાતચીત કરું છું, તે જોઈને વહુજીમહારાજના જેવા લોકો મને નિર્લજ્જ ન કહે, તો કહેવું પડશે કે તેઓ પોતાના મનની વાત—હૃદયની વાત કહેતાં નથી. આ વસ્તુઓ તેમના સંસ્કારો સાથે મળી ગઇ છે. કલકત્તામાં હોઇએ, તો ત્યાં પણ એમ જ બને છે. ત્યાં જેઓ ભારે નિષ્ઠાવાળા છે,—હિન્દુઓ છે અને ગંગાસ્નાન કર્યાં વિના જેઓ મોંમાં કોળિયોય મૂકતા નથી, તેઓ અમારું આમંત્રણ સ્વીકારી આવે છે અને મીઠી મીઠી વાતો કરીને અમને રીઝવે છે—પણ પાછા ઘેર તો ગંગાસ્નાન કરીને જ જાય છે ! અહીં એવું થતું નથી. જે છે, તે ખુલ્લું જ કહેવામાં આવે છે—અમને એ સારું લાગે છે. "

સત્યેશે ઇલાના મુખ તરફ જોઇ અનુભવ કર્યો, કે તે પોતાના હૃદયની વાત કહી રહી હતી. તેણે કહ્યું—" સારું, પણ હવે ઉપાય શો છે ? પ્રાયશ્ચિત્ત તો થઇ ગયું, પણ શ્રાદ્ધ માટે મોટો બખેડો ઊભો થયો છે. લાગે છે, કોઈ નહિ આવે. "

ઇલાએ કહ્યું—" તો શું કરશું, કહો જોઈએ. તમને જે ઠીક લાગે તે કરો. જેને આવવું હોય તે આવે, ન આવવું હોય તે ન આવે. "

" પણ તેથી લાભ શો ? આપણે સમાજને તો આપણી સાથે કરી શકીશું નહિ. સામાજિક રૂપે તો સંસ્કાર નહિ જ થાય ને ? "

" ન થાય તો શું ? સસરાજીના આત્માને તો તૃપ્તિ થશે. સમાજને માટે તમે ચિંતા ન કરો. સમાજ પર

એકદમ આક્રમણ કરીને આપણે તેને આપણા મતનો બનાવી શકતા નથી. છતાં સમાજે સત્યને પંથે જરૂર આવવું જ પડશે. આજે તમે મને લઈને સમાજમાં જે બોમ્બગોળો રાખ્યો છે તે જરૂર ફૂટશે, અને તેથી સમાજના જૂના સંસ્કારોનો ધ્વંસ થઈ જશે. તમે અને હું આજે જે કામ કરી રહ્યાં છીએ, તેને માટે તાર્કિકો ગમે તેવા શાપ આપે, તોય જો આપણો માર્ગ સાચો છે, તો તેઓએ એ સ્વીકાર્યે જ છૂટકો છે. "

કોઈ રીતે શ્રાદ્ધ તો સમાપ્ત થયું. કેટલાક લોકો સત્યેશના પક્ષમાં આવ્યા, પણ મોટા ભાગના નહિ આવ્યા. છતાં સત્યેશે શાસ્ત્રાનુસાર પિતાની અંત્યેષ્ટિ ક્રિયા પૂર્ણ કરી.

શ્રાદ્ધ કરીને સત્યેશ કલકત્તા આવ્યો. આ વખતે તે બહુ વ્યસ્ત થઈ ગયો હતો. કામ માટે પણ તેને બહુ ઓછો સમય મળતો હતો. ઇલા પણ એ દિવસોમાં ખૂબ વ્યસ્ત રહેતી. કારણ કે પહેલાં કરતાં હવે મિત્રો અને બંધુ-બાંધવોની જમાવટ વધી જ રહી હતી. તેમને આદરસત્કાર અને વચ્ચેવચ્ચે ખાનપાન આપી પરિતૃપ્ત કરવાની રીતથી સત્યેશના અતિથિસત્કારની ખ્યાતિમાં સારી રીતે વધારો થયો હતો. આથી ઇલાનો ઘણો સમય આ પાછળ જતો હતો. ઉપરાંત એક બીજો ઉત્પાત ઊભો થયો હતો, એ તેની ખ્યાતિનો હતો. તેણે "જગતના ઇતિહાસમાં સ્ત્રીઓનું સ્થાન" નામનું પુસ્તક લખીને છપાવ્યું હતું. દેશપરદેશમાં આ પુસ્તકની પ્રશંસા થઈ રહી હતી. વારંવાર તેને બીજું પણ કંઈ લખવું પડતું હતું. માસિક પત્રોના તંત્રીઓ, પુસ્તકપ્રકાશકો, વગેરે લોકોના ઉત્પાતથી એને હમેશાં કંઇ ને

કંઈ લખવું જ પડતું. તેનું સાહિત્યવિષયક જીવન વાતવાતમાં સારી રીતે વિસ્તરી ગયું.

એક દિવસ સત્યેશ ને ઇલા પોતાના નવા બંગલાની છત પર બેસીને છાપું વાંચી રહ્યાં હતાં. થોડીવાર બાદ સત્યેશના નવા મિત્ર બૅરિસ્ટર ઘોષ આવી પહોંચ્યા. તેણે કહ્યું—"મિસીસ મુખરજી, તમે જોયું મિસ રૅંકફાસ્ટે 'Women's 'World' (સ્ત્રીજગત) છાપામાં તમારાં પુસ્તકની આલોચના કરતાં શું લખ્યું છે?"

ઇલાએ કંઇ હસીને કહ્યું—"હા, જોયું છે."

સત્યેશ બોલ્યો—"શું તેં જોયું છે? અને મને કંઇ જ ન કહ્યું? શું લખ્યું છે, મિ. અશોક?"

"મિસ રૅંકફાસ્ટ લખે છે કે મિસીસ મુખરજીએ જ્યાં આગળ સ્ત્રીઓના આધુનિક માર્ગ તરફ વધારે સહાનુભૂતિ દેખાડી છે, ત્યાં આગળ હિન્દી સ્ત્રીઓ તો બંધનમાંથી જરા પણ છૂટ મેળવી શકી નથી. એ બંધનને મિસીસ મુખરજીએ Idealistie (ભાવનામય) કરીને નારીજીવનનો જે આદર્શ સ્થાપિત કર્યો છે, તે કવિત્વની નજરે ખૂબ સુંદર છે, પણ લોહીમાંસના વાસ્તવ જગતમાં જે વસ્તુ આકારમાં દેખાય છે તેનું નામ સ્ત્રીઓની ગુલામી છે. આ વાત આજથી પચાસ વર્ષ ઉપર કહી હોત તો યોગ્ય થાત આજે તે વીતી તિથિની થઇ ગઇ છે. આ સિવાય મિસ રૅંકફાસ્ટે પુસ્તકનાં ઠીક વખાણ કર્યાં છે."

ઇલા બોલી—"ત્યારે, અહીં મન્મથનાથ ચેટરજી મહાશય મારા વિષે લખે છે કે હું એક ક્રાંતિકારી સ્ત્રી છું. હિન્દુ સ્ત્રીજીવનના આદર્શની મને ખબર નથી. મારું આચરણ

એકદમ મેમસાહેબ જેવું છે—ભારતીય સ્ત્રીજીવન વિષે હું કંઇ જ જાણતી નથી."

મિ. અશોક બોલ્યો—" તે તો એમ જ લખવાનો. તેણે તે દિવસે વ્યવસ્થાપક સભામાં ઊઠીને ભાષણ કરતાં પણ કહ્યું હતું કે જો સરકાર સ્ત્રીઓના શિક્ષણની બાબતમાં કંઇ વધારે હસ્તક્ષેપ કરશે, તો ભારે અનર્થ થશે. સ્ત્રીઓનું ખરું વાસ્તવિક શિક્ષણ અંતઃપુરમાં જ હોય છે. ત્યાં તે જે શિક્ષણ પામે છે તે Spiritual, if not intellectual (બૌદ્ધિક નહિ, તો આધ્યાત્મિક) છે. એ રીતે જે સ્ત્રીઓ તૈયાર થાય છે તે એક પ્રકારે ministering angel (દિવ્ય કલ્યાણિની) થાય છે. તે સિવાય ઘરની બહારની કોઇ પણ અસર સ્ત્રીઓ પર પડશે, તો સમાજ છિન્ન ભિન્ન થઇ જશે, વગેરે."

સત્યેશે કહ્યું—" The blessed word spiritual (ધન્ય શબ્દ આધ્યાત્મિક). આપણા બધા દોષો ઢાંકવા માટે એ શબ્દ બ્રહ્માસ્ત્રરૂપ છે. આપણા દેશની સ્ત્રીઓને જોઇ અત્યારે ત્રણ પ્રકારના માણસો જ નિશ્ચિન્ત થઇ શકે છે. એક એ છે, જેઓએ કદી પણ બીજા પ્રકારની સ્ત્રીઓ જોઇ નથી. તેઓ સ્ત્રીચરિત્રના ગુણો પર મુગ્ધ થઇ તેની વાહવાહ કરવા લાગે છે. તેવા લોકોને દોષ નહિ આપી શકાય. બીજો પ્રકાર એ છે, કે જેણે તેઓનું પ્રભુત્વ તથા બધી પ્રવૃત્તિઓને દાબી રાખી છે. અને ત્રીજા પ્રકારના માણસો એ છે, જેમને સાંખ્યની ભાષામાં 'તુષ્ટ' કહી શકાય. આ લોકો જે સ્થિતિ હોય તેમાં પ્રસન્ન રહેનારા છે. તેઓ આંખો ખોલીને જોવા અને હાથ ચલાવીને કામ કરવા સિવાય બાકીનું બધું કરવા

રાજી હોય છે. આથી મારા મનમાં એમ થઇ આવે છે કે ચેટરજી મહાશય આપણા ગામની કાદંબિનીદેવીની જેમ spiritual (આધ્યાત્મિક) સ્ત્રીને પનારે પડ્યા હોત, તો ત્રાહિત્રાહિ પોકારી ઊઠત."

ઇલાએ હસીને સત્યેશ પર કટાક્ષ કરતાં કહ્યું—"કાદંબિનીદેવી શું નકલી અંગ્રેજણથી પણ ખરાબ છે?"

સત્યેશનું મુખ લાલ બની ગયું. આઠ મહિના પરની વાત યાદ કરીને તે લજ્જિત બન્યો.

અશોક ગયા પછી સત્યેશે કહ્યું—"ઇલા! આજે તેં મને સંભારી આપ્યું કે મારે એ વાત માટે તારી માફી માગવી જોઈએ. ઠીક, તારા જેવી સ્ત્રીનું અપમાન કરવા બદલ મને શરમ આવે છે."

ઇલાએ બન્ને હાથો વડે સત્યેશનું મોં બંધ કર્યું અને બોલી—"અપમાન નહોતું કર્યું, શુદ્ધિ કરી હતી. અગ્નિમાં પડ્યા વિના સોનું કદી શુદ્ધ થાય છે ખરું?"

"ત્યારે તો, તું ખરું સોનું છે!"

"હજાર વાર! જો સોનું ન હોત, તો શું આવો હીરો તેના માથા પર શોભત ખરો?" કહી તેણે સત્યેશની હડપચી ઝાલી તે દબાવી.

"વાહ! તું તો હવે ખુશામત કરતાં પણ શીખી ગઇ લાગે છે. ગમે તેમ હોય, પણ આજે તારે કહેવું પડશે કે તેં મને ખરા હૃદયે માફી આપી છે."

"એ જબરદસ્તીની વાત થઈ. જે સત્ય જ નથી તે સત્ય કહેવું પડશે. તમારાં માતાપિતાએ તો તમારું નામ ઘણું સુંદર રાખ્યું છે—સત્યેશ."

સત્યેશ સહજ ગંભીર મુખે બોલ્યો—"ખરેખર કહું છું કે માફી નહિ મળે તો હું નહિ બોલું."

ઇલા ધીમેધીમે હસતી થોડી વાર સત્યેશના ગંભીર અને કાતર મુખ તરફ જોઈ રહી. પછી પોતાના બન્ને હાથો સત્યેશના ગળાની આસપાસ નાખી, હૃદયસરસી થઇ, તે બોલી—"તમે આજે એવી વાત કાં કહી રહ્યા છો? શું હું નથી જાણુતી કે મેં તમારી આગળ ઘણા અપરાધો કર્યા છે? મેં તમને ખૂબખૂબ કષ્ટ પણ આપ્યું છે ને? તે પછી તો આ આઠ મહિના વીતી ગયા. ત્યાં સુધીમાં હું શું જરાય બદલાઈ નથી? હજુ શું તમારા સ્વભાવને અનુકૂળ નથી થઇ? ત્યારે, તમે આ વાત કેમ કરો છો?"

સત્યેશે ઇલાને ગાઢ આલિંગનપૂર્વક હૃદયસરસી લીધી, અને તેના મોં ઉપર ચુંબન કર્યું. થોડી વાર સુધી બેમાંથી કોઇ ન બોલ્યું. પછી ઇલા ઊઠીને બેસી ગઇ અને બોલી: "આજે તમારે કશું જ કહેવાનું નથી—તમને હક નથી. આજે મારો વારો છે. તે દિવસે તમે જ બધું કહ્યું હતું ને મેં તે સાંભળ્યું હતું. અનેક વાતો જવાબ દેવા જેવી હતી, પણ મેં કશું જ ન કહ્યું. વિચાર્યું હતું, તમે જ્યારે મને ક્ષમા કરી દેશો, મને જ્યારે પહેલાંની જેમ પ્યાર કરશો ત્યારે જ બધી વાતોનો જવાબ આપીશ. પહેલાં તમે કહો—તમે મને પહેલાંની જેમ પ્યાર કરો છો કે નહિ?"

સત્યેશે કહ્યું—"સાંભળો ગાંડીની વાત! જાણે તદ્દન નાની કીકી જ! જાણે જાણુતી જ નથી કે હું ખૂબખૂબ પ્યાર કરું છું!"

"તમે પ્યાર કરો જ છો, અને હવે ક્રોધ ન કરો તો

કહ્યું. મેં ભૂલો કરી હતી, દોષો કર્યા હતા, સાચું. પણ શું તમે ભૂલો ને દોષો નથી કર્યા? તમે કદી મોં ખોલીને મને કહ્યું હતું ખરું કે તમે મારી પાસે શું ઇચ્છો છો? જે વસ્તુથી તમે અત્યંત દુઃખ પામ્યા હતા, એ વસ્તુ માટે તમે મને કદી રોકી હતી ખરી? કદી મને મના કરી હતી? તમારી સાથે મારો વિવાહ થયો, એટલે શું તમારા મનની એ સઘળી વાતો ઝટ સમજી લેવાને લાયક હતી? શું તેથી જ તમારા મનને ખૂણેખાંચે શું છે તે મારે જાણી લેવાનું હતું? પણ તમે ભૂલી ગયા હતા કે પહેલાં—કેટલા દિવસ પહેલાંથી મારો તમારો પરિચય હતો. હું તમારા મનની બધી વાતો સમજી શકતી નહોતી, એ શું એટલો મોટો અપરાધ હતો, કે તેને માટે તમે મને આ અતાગ સાગરમાં ડુબાડી દેવા તૈયાર થયા હતા?"

સત્યેશે હસીને કહ્યું—"કવિતા એ રીતે જ લખી શકાય છે."

"કઈ રીતે?"

"જે જેને ચાહે છે, તે પોતાના હૃદયમાં પ્યારની વસ્તુઓની પૂરી છબી જોવા માગે છે. હૃદયમાં છુપાવેલા સુખદુઃખનું પણ વિભાજન કરવા તે ઇચ્છે નહિ; બીજી પણ કંઈ વાતો છે. કવિતાની દૃષ્ટિએ પ્રેમની વાતો માત્ર બેકાર છે." સત્યેશે કહ્યું.

"તે હશે—પણ જીવન એ કાવ્ય નથી શું?"

"ના, છે. ઠીક કહે છે તું. વિવાહ પછી થોડો સમય લોકો ધારે છે કે જીવન એક કાવ્ય જ છે. છાપાંઓમાં

લખીને એ મહાકાવ્ય બની શકે છે. જ્યારે પહેલાં વિવાહ થયો—જાણે છે ?"

"અનેક ભૂલો પણ વખતના વહેણ સાથે ભુલાઈ જાય છે. રસીમાં સાપનો ભ્રમ કરવો, અને ગમે તેને જોઈને 'નકલી અંગ્રેજણ' કહી દેવી! એ પણ અજબ વાત છે ને! અને, આપ પોતે સોળે આના સાહેબ બની ગયા છો ને!"

"હું સાહેબ બની ગયો છું ?"

"ત્યારે, બીજું કોણ? મોટા ભાઈ ને તમારી સાજ-સજાવટમાં શું અંતર છે?"

સત્યેશે જરા વિચાર કરી કહ્યું—"ગમે તે કહે, પણ અંતર તો મનનું છે!"

# રાધારાણી

અનુવાદકો :

ચંદ્રકાન્ત જી. મહેતા
કેશવલાલ ચ. પટેલ

[ ૧ ]

દર વરસે માહેશ નામના ગામમાં રથયાત્રાનો ઉત્સવ ખૂબ ધામધૂમથી ઉજવવામાં આવતો. રાધારાણી નામની બાલિકા આ ઉત્સવમાં પહેલીજવાર આવી હતી. બાલિકાએ હજી અગીયારમાં વરસમાં પણ પ્રવેશ નહોતો કર્યો. તેના પૂર્વજોની સ્થિતિ સારી હતી. તેનું કુટુંબ અમીરાતમાં ઉછર્યું હતું. પણ અત્યારે તો તેના પિતા હૈયાત નથી. પિતા વિહોણી આ બાલિકાની માતા પણ હવે તો ખૂબ દુ:ખી છે. તેની વિધવા માતા પર કોઈ નજીકના સગાએ ખોટો દાવો કર્યો. મુકદ્દમો ખૂબ ચાલ્યો. બન્ને પક્ષે પાણીની જેમ પૈસા વેર્યા. આખરે વડી અદાલતે ચૂકાદો આપ્યો. રાધારાણીની વિધવા માતા હારી ગઈ. તેની બધી દોલત લૂંટાઇ ગઈ. માતા વીવશ બની ઘર અને જમીન લાચારીથી તેને છોડવી પડી. તેની દસ લાખની પૂંજી પણ અદાલતે ઠરાવેલા હકદારને હવાલે કરવી પડી. ઘરેણું ધાટું વેચીને તેણે નૂકશાની ભરપાઈ કરી. પોતાનું ઘર પરસ્વાધિન થતાં તે ભાડેના ઘરમાં દૂર રહેવા ગઇ. ઘરેણું વેચતાં થોડી-

ધણી બાકી રહેલી મૂડીમાંથી તેણે પ્રીવીકાઉન્સિલમાં અપીલ નોંધાવી. અદાલતે તેને પાંગળી બનાવી. મોટા આલિશાન મકાનમાં વસેલી આ વિધવા ઝૂંપડીમાં રહેવા લાગી. શાહુકારને ઘેર મજૂરી કરીને માંડ ગુજરાન જોગું તે મેળવતી. તેથી તેની દિકરી રાધારાણીનો વિવાહ તે કરી શકી નહિ.

જાણેકે આ દુઃખ ઓછું હોય તેમ આ ગરીબ ઘરમાં નવી બીજી આફત ઉતરી પડી રથયાત્રાના ઉત્સવને હજી થોડા દિવસો બાકી હતા તેટલાંમાં જ રાધારાણીની મા પથારીવશ બની. આવક બંધ થઇ. તનતોડીને રોજના ખર્ચ જોગું મુશ્કેલીથી કમાતી વીધવા વ્યાકૂળ બની. વ્યાધીગ્રસ્ત શરીર ભૂખના દુઃખે ભાંગી પડયું. દાણો ખૂટતા રાધારાણીને પણ ઉપવાસ કરવા પડયા. રથયાત્રાના દિવસે રાધારાણીની માતાનો તાવ ઊતર્યો. સારા વૈદને શરીર બતાવવાની જરુર હતી. પણ ઘરમાં તો રાતી પાઇ પણ નહોતી.

આંખમાંથી આંસુ સારતી રાધારાણી બહાર નીકળી. જંગલની ઝાડીમાંથી ફૂલ ચૂંટી લાવી. અને તેમાંથી માળા બનાવીને રથયાત્રાના ઉત્સવમાં વેચવાના મનસુબા ઘડયા. આ વેચાણમાંથી માતા માટે દવા કરી શકાશે તેવી તેની માન્યતા હતી.

રથયાત્રાનો મેળો હજી પૂરેપૂરો ખીલ્યો નહતો. હજી તો મેળો ભરાવાની શરુઆત થઇ હતી. એટલામાં જ આભ તૂટી પડયું. અનગળ વરસાદની ધારાઓ ધરતી સોંસરવી ઊતરવા લાગી. ટોળે વળેલી વિરાટ માનવ મેદની વીખરાવા લાગી. ભીડ ઓસરવા માંડી. રાધારાણી મનોગત

બોલી 'હમણા વરસાદ બંધ થશે અને લોકો પૂનઃ જમા થશે, પરંતુ વરસાદ બંધ ન થયો. લોકો પૂનઃ ન આવ્યા, અને મેળો પણ ભરાયો નહિ.' આશામાં ને આશામાં સંધ્યા થઇ ગઇ. ધીરે ધીરે રાત પડી. વર્ષાથી ભરેલાં વાદળાંથી છવાયેલા આકાશમાં ચોગમ અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું મધ્ય જંગલમાં ઊભેલી રાધારાણી હતોત્સાહ બની. અને માઝમ રાતે પાણીમાં ભીંજાતી તે ઘર તરફ વળી.

રસ્તામાં કાદવ કીચડ જામ્યો હતો. કોઈ કોઈ સ્થળે પડેલા ખાડામાં પાણી વહી રહ્યું હતું. અંધકારમાં રસ્તો શોધવો મુશ્કેલ થઇ પડ્યો. આભમાંથી મુશળધાર વરસાદ પડતો હતો. પરંતુ સ્થૂળ સૃષ્ટીની આ પ્રવૃત્તિઓ તરફ રાધારાણીનું લક્ષ જ નહોતું. એની હૃદયસૃષ્ટિમાં તો ફક્ત એક જ વિચાર ધુંધવાતો હતો. અરેરે! માતાની દવાની હું કોઇ તજવીજ નજ કરી શકી! આવા વિચારથી તે રોતી હતી. તેની આંખમાંથી વરસાદના વેગ કરતાંયે પ્રચંડ વેગથી આંસુની ધારાઓ છૂટી. આંખોમાંથી આંસુ સારતી, પડતી, આખડતી અને ઠોકર ખાતી તે તેના ઘર તરફ ચાલી જતી હતી. હાથમાં પકડેલી જંગલના ફૂલોની માળાઓને તેણે છાતી સાથે ભીડી હતી. હજીએ તેના હૃદયમાં પ્રગટેલો આશાદિપક ઓલવાયો નહોતો! "કોઈ ઘરાક હાથ લાગી જાય તો આ માળાઓનો એકાદ પૈસો તો જરૂર મળે." તેવી તો તેને શ્રધ્ધા હતી.

અંધકારના ઓળામાં કોઈ માણસ તેને ભટકાયો. તે ગબડી પડી. પેલો માણસ પણ ગબડી પડ્યો છતાં તરત

ઊભો થઇ ગયો. અત્યાર સુધી રાધારાણીએ રૂદનને દાબી રાખ્યું હતું. હડફટમાં આવવાથી તેને જબરી ઈજા થવાથી લાગણીઓનો આવેશ વધી ગયો. તિક્ષ્ણ ચીસ પાડીને તે છાતીફાટ રોવા લાગી.

પેલા માણસે પૂછ્યું. ' બાઇ ! તું કોણ છો ? તને બહુ વાગ્યુ તો નથીને ?

અવાજ ઉપરથી રાધારાણી સમજી કે પૂછનાર પુરુષ છે. સ્ત્રી નથી, તે છાની રહી. પ્રશ્ન કરનાર તેનો ઓળખીતો છે કે કેમ તેની તો તેને ખબર નહોતી. પરંતુ એમ તો તે માનતી જ હતી કે તે ગમે તે હોય પણ તેના હૃદયમાં દયા તો છે જ. એટલે પ્રશ્નના જવાબમાં તેણે કહ્યું.

સાહેબ હું એક ગરીબ વિધવાની પુત્રી છું. મારી માતા સિવાય સંસારમાં મારે કોઈની ઓથ નથી.

" તું ક્યાં ગઇ હતી " પેલા માણસે પૂછ્યું.

હું રથયાત્રાના મેળામાં ગઇ હતી. અત્યારે ઘરે જઈ રહી છું. પણ અંધારામાં રસ્તો સૂઝતો નથી. "

" તારું ઘર ક્યાં આગળ છે ? "

શ્રીરામપુરમાં.

" મારી સાથે ચાલ. હું પણ શ્રીરામપુર જ જાઉં છું તારું ઘર કઈ શેરીમાં છે. મને કહે એટલે હું તને તારે ઘેર મૂકી જઈશ. આવ. મારી આંગળી પકડીલે વરસાદને અંગે રસ્તો લપસણો બન્યો છે."

રાધારાણી તેની આંગળી ઝાલીને સાથે ચાલવા લાગી. પેલા માણસને અંધારામાં ખબર નહોતી કે રાધા-

રાણીની ઉમર કેટલી હશે ? તે એમ વિચારતો હતો કે કોઇ નાની છોકરી હશે. પરંતુ તેના હાથ ઉપરથી તેને લાગ્યું કે આ કાંઇ નાની બાળકી નથી !

" તને કેટલાં વરસ થયા ? "

" આશરે દસ અગિયાર વરસ. "

" તારું નામ શું " ?

" રાધારાણી "

"વારુ. રાધારાણી, તું એકલી રથયાત્રાના મેળામાં કેમ ગઇ હતી " ?

આ પ્રમાણે સહાનુભૂતિથી તે રાધારાણીની સઘળી પરિસ્થિતિથી વાકેફ થયો. વાતમાં ને વાતમાં તે જાણી શકયો કે આ છોકરી કાંઈ મેળો જોવા અહિં સુધી આવી નહોતી; પરંતુ અશક્ત રોગી માતાની દવામાં વાપરવા માટે ફૂલની માલા વેચીને બે ચાર પૈસા રળવા આવી હતી. ઓચિંતો વરસાદ પડવાથી અને માણસો વિખરાઈ જવાથી તેની માલાનો કોઇ ઘરાક મળ્યો નહિ. માલાઓ તેણે હજી પણ જાળવી રાખી છે અને તૂટેલી આશાએ તે ઘરે જાય છે. આ પ્રમાણે તેની સઘળી હકિકત જાણ્યા પછી પેલા માણસે કહ્યું.

" વારું તું માળા વેચવા ગઈ હતી. અને હું માળા લેવા ગયો હતો પરંતુ એવો વરસાદ આવ્યો કે બધાંય નાસભાગ કરવા લાગ્યા. હું પણ ચાલી નીકળ્યો. મારે ત્યાં ઠાકોરજી બીરાજે છે. તેના માટે મારે માલા લેવી છે. તારે વેચવી હોય તો મને આપ. મારે જોઈએ છે. "

આ વાતથી રાધારાણીનું કરમાયેલું મુખારવિંદ નાચી ઊઠયું. તે આનંદમગ્ન બની, પરંતુ તેને વિચાર થયો. " જે માણુસ મારી ઉપર દયા વરસાવી મને ઠેઠ ઘર સુધી મૂકવા આવે છે તેની આગળથી તે વળી માલાનાં મૂલ્ય હોય ? પણ પૈસા વગર ચાલે તેમેય નથી. વગર મૂડીએ માતાની દવા કેમ કરીશ ?

આમ વિચાર કરી મહા મહેનતે સાચવેલી માલાઓ તેણે પેલા માણુસને આપી. " બે માલાની કિંમત દરેકના બે પૈસા લેખે ચાર પૈસા થયા. લો ! એમ કહીને આ માણુસે તેના હાથમાં પૈસા આપ્યા."

"રાધારાણીએ પૈસાને ફેરવીને જોયા કર્યું ! શું આ પૈસા છે ? મને બહુ મોટા લાગે છે."

પેલા માણુસે કહ્યું. " અરે એવડીયા પૈસા છે. જોને એટલે તો મેં બે જ આપ્યાં છે."

અરે ! પણ આ પૈસા તો નવાઈના ! અંધારામાં ય તેનો ચળકાટ જબરો ! ભલા માણુસ ! ભૂલથી તમે રૂપિયા તો નથી આપ્યા ને ?

" નહિ, નહિ, નવા પૈસા હશે. એટલે જ ચમકે છે ને" !

રાધારાણીને હજી પણ વિશ્વાસ બેઠો નહિ. તેણે કહ્યું " જે હોય તે, ભલે ! આપતો મારે ઘેર જ આવો છો ને ? ત્યાં જઈ દીવો કરીને જોઈશ. રૂપિયા હશે તો આપને પાછા આપીશ, પણ આપને જરા બેસવું પડશે."

થોડા જ વખતમાં બન્ને જણુ રાધારાણીની ઝુંપડી પાસે આવી પહોંચ્યા. ઘરમાં જતાં જ તે બોલી ઊઠી

"આપ અંદર પધારો. હું દીવો કરીને જોઉં કે રૂપિયા તો નથી ને?"

હું અહિં ઊભો છું ને? શું ઉતાવળ છે? પહેલાં તું ભીના કપડા તો બદલ, પછી દીવો કરજે.

"બદલવાના કપડાંજ કયાં છે? એક ઓઢણી છે તે તો પહેલેથી જ પલળેલી છે. ખારા પાણીમાં બોળેલી એ પડી. હું તો આને જ નીચોવી પહેરી લઈશ. મને કયારેય તાવ આવ્યો નથી અને પથારીવશ બની નથી. જરા બેસોને. હમણાં જ દીવો પેટાવું છું."

દીવામાં દિવેલ જ નહોતું. થોડું સુકું ઘાસ સળગાવીને રાધારાણીએ જોયું કે તેના હાથમાં પૈસા નહોતા. પરંતુ ખરેખર રૂપિયા હતા. ખાત્રી થતાં જ પાછા આપવા તે બહાર આવી. ત્યાં જઈને જોયું તો આપનાર માણસનું ઠેકાણું નહોતું. તે તો ચાલ્યો ગયો હતો.

તેણે વિચાર કર્યો! "મને દિવો સળગાવતાં ય કેટલી વાર થઈ. તેઓ પાણીમાં ભીંજાતા કયાં સુધી ઉભા રહે! ચાલ્યા ગયા. ગમે તો હોય. માને તે કહેવા દે. જોઉં તો ખરી કે તે શું કહે છે?

ઉદાસ મને તે ઘરમાં આવી અને માની આગળ બેસીને પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી અને કહ્યું "મા. હવે શું કરવું?"

"કરવાનું શું દિકરી? તું શું એમ માને છે કે પૈસાને બદલે ભૂલમાં જ તેણે તને રૂપિઆ આપ્યા છે? નહિ. તે જરૂર કોઈ દયાળુ સજ્જન હશે. આપણું દુઃખ જાણીને

તેના હૃદયમાં દયાના ઝરા ફૂટયા હશે. અને દાન રૂપે રૂપિયા આપીને છાનામાના ચાલ્યા ગયા હશે. આપણે જે સ્થિતિમાં છીએ તેમાં તો ભીખના પૈસા વગર કામેય ક્યાંથી ચાલે ? તું બધાય સંકલ્પ વિકલ્પ છોડી દે".

મા દિકરી વચ્ચે આ પ્રમાણે વાત થતી હતી, એજ વખતે કોઈ એ આવીને તેનાં બારણા ખખડાવ્યા અને જોરથી બૂમ મારી. રાધારાણીએ તરત જ કમાડ ઊઘાડયાં. તેને તો એમ જ હતું કે કદાચ પેલા સજ્જન જ પાછા આવ્યા હશે. તેને પોતાની ભૂલ સમજાણી હશે. પરંતુ કમાડ ઊઘાડતાં જ ને મનોગત બોલી ઊઠી, " નહિ. તે તો નથી. આતો કાળમૂખો પદ્મલોચન છે ? આ ટાણે મૂઓ અહિં ક્યાં આવ્યો."

રાધારાણીની માતાની આ ઝુંપડી શ્રીરામપુરની બજારની લગોલગજ હતી. આ જ બજારમાં પદ્મલોચન શાહ નામનો એક વેપારી રહેતો હતો. એ જ આવ્યો હતો. એના હાથમાં શાંતિપૂરી સાડીનો એક કિંમતી જોટો હતો. કમાડ ખૂલતાં જ તેણે હાથ લંબાવીને સાડી આપતાં કહ્યું ?" " આ સાડી રાધારાણી સારુ છે."

રાધારાણીએ ચમકીને કહ્યું. " અરે મારી સાડી કેવી " ?

તેની વાત સાંભળીને પદ્મલોચનને કુતૂહલ થયું. તેણે કહ્યું " કેમ ? હમણાં જ મારી દુકાને આવીને એક ગૃહસ્થે સાડીઓ ખરીદી છે. જતાં પહેલાં મને કહેતા ગયા છે કે આ સાડીઓ રાધારાણીને ઘેર મોકલાવી દેજે. કારણ કે મારે હજી બીજું કામ છે. "

